ભગુભાઈ ફ. કારભારીકૃત વાર્તામાળા.



# પંચબાલિકા.

અનુવાદક.

ભગુભાઈ ફ. કારભારી.

ચાર આના.

# પંચ બાલિકા.

---

## પ્રસિદ્ધ છુપી પોલીસ સંબંધી વાર્તા.

લખનાર

બાબુ પ્રિયનાથ મુકરજી.

બંગાળી પુસ્તકનું અનુવાદ.

---

લખી પ્રસિદ્ધ કરનાર,

ભગુભાઈ ફતેહચંદ કારભારી.

હાથીબિલ્ડીંગ, કાલબાદેવી—મુંબાઈ.

---

વેચનાર,

એન. એમ. ત્રીપાઠીની કંપની.

પ્રીન્સેસસ્ટ્રીટ, કાલબાદેવી—મુંબાઈ. ૫૬.

---

મૂલ્ય ચાર આના.

# ભગુભાઇ ફતેહચંદ કારભારીનાં પુસ્તકો.

## વાર્તા.

| | |
|---|---|
| લંગડો જરવાસ. | ૦—૮—૦ |
| કુમુદા. | ૦—૮—૦ |
| સદ્દગુણી સુશિલા. | ૦—૧૨—૦ |
| લંડન રાજ્ય રહસ્ય. | ૧—૮—૦ |
| લંડન રહસ્ય. | ૧—૪—૦ |



આ પુસ્તક મુંબઈ મધ્યે કાલબાદેવીરોડ ઉપર
થીબીલ્ડીંગમાં આવેલા કોરોનેશન પ્રેસમાં ભગુભાઇ
ચંદ કારભારીએ છાપ્યું.

# બે બોલ.

આ વાર્તા જ્યારે હું સન ૧૮૯૮–૯૯ માં પ્રજા-બંધુ પત્ર ચલાવતો હતો તે વખતે પ્રજાબંધુ પત્રમાં કટકે કટકે છપાયેલી, તે વાંચવા યોગ્ય હોવાથી તેમજ ખાસ કેટલાક વાંચનારાઓની ઇચ્છાનુસાર આજે બ્હાર પાડવા ભાગ્યશાળી થાઉં છું. આવા પ્રકારની ગુજ-રાતી ભાષામાં ઘણી ઓછી વાર્તાઓ છે અને ભવિષ્યમાં જો વાચકવર્ગ તે પસંદ કરશે તો આવી બીજી વાર્તાઓ નિયમીત પ્રકટ થાય તેવી ગોજના મેં કરવા ધારી છે.

અમદાવાદ.
૧૫૦૬ રાજામહેતાની પોળ,
તા. ૧૯–૩–૧૨.

સેવક,
ભગુભાઇ ફતેહચંદ.

# પંચ બાલિકા.

## ભાગ ૧ લો.

---

### પ્રકરણ ૧ લું.

ઇંગ્રેજી સન ૧૮૯૩ ની સાલના સપટેમ્બર માસની ૨ જી તારીખે મેં બહારથી ઘરમાં આવીને જોયું કે, મારા ટેબલ ઉપર એક ટપાલમાં આવેલો પત્ર પડ્યો છે. એ પત્રના ઉપર મારૂં સરનામું કરેલું હતું. તથા ટપાલ આફિસની બે ત્રણ છાપો પણ પડેલી હતી. પછી મેં એ પત્ર હાથમાં લેઇ ફોડીને વાંચી જોયો. તેમાં લખ્યું હતું કેઃ—

“ સાહેબ ! આ કલકત્તા શહેરની અંદર જે સકળ ભયાનક કામ દરરોજ બન્યા કરે છે, તે સર્વ આપ લોકોની-પોલીસની-જાણમાં હોઇને બને છે કે કેમ, તેની કાંઇ મને માહિતી નથી. એવાં સઘળાં

કામ આપ લોકોના જાણવામાં હો કે ના હો, તે બાબત હું કાંઇ જાણતો નથી, અથવા તે વિષે કાંઇ પણ કહેવાની મારી મરજી નથી; પરંતુ એવાં કામોની અવસ્થા જોયાથી તો એમ લાગે છે કે, એવી બધી બાબતો જાણ્યા છતાં પણ, આપ લોકો જાણવા ચહાતા નથી, સાંભળ્યા છતાં પણ જાણે સાંભળવા ચહાતા નથી, અને નજરે દેખ્યા છતાં પણ જાણે દેખતાજ નથી. અમે-હું અને મારા જેવા બીજા પણ-જાણીએ છીએ કે, બહાર ગામ ખાતેથી આણવામાં આવતી નાના પ્રકારની ચીજો વગેરે વેચવાને સારૂ,આ કલકત્તા શહેરમાં ઠેકાણે ઠેકાણે અનેક આડતિયાઓની દુકાનો છે. પરંતુ તેવી આડતની દુકાનોમાંની કોઇ કોઇ દુકાને, માણસોને વ્યવહારોપયોગી પદાર્થ વગેરે નહિ એવી ચીજો-એટલે મનુષ્ય-બાલિકાઓ-લોકની છોકરીઓ-પણ વેચવામાં આવે છે, તે તો લગભગ છેક હમણાં સુધી અગાઉ કદિપણ અમારા સાંભળવામાં આવ્યું નથી. સાહેબ! એવો વેપાર ચાલતો જોઇને અમે જેવા વિસ્મિત થયા છીએ, તેવા વિસ્મિત આપ લોકો વખતે નહિ થઇ શકતા હો; તથાપિ હું સાહસ કરીને-હિંમતભેર કહી શકુંછું કે, આપ લોકોના સિવાય માણુસ જાતમાંના બીજા જે કોઇ એ

વાત સાંભળશે, તેઓ પણ અમારી પેઠેજ આશ્ચર્યમાં ગરકાવ થશે. આ સમાચાર સાંભળીને 'આપ લોકો અમારા જેવા વિસ્મિત વખતે નહિ થઇ શકો' એવી વાત જે ઉપર મેં જણાવી છે, તેનું કારણ પણ છે. આપને આ પત્ર લખુંછું તે પહેલાં મેં બીજા કેટલાક અમલદારોને પણ આ વાત સવિસ્તર ખુલાસા સાથે જણાવીને પત્રો લખ્યા હતા; પરંતુ જ્યારે જોયું કે, તેઓએ એ બાબત વિષે કાંઇ પણ કર્યું નહિ, ત્યારે પછી સ્વાભાવિક રીતેજ મારા મનમાં નાના પ્રકારના ભાવ-વિચારો-ઉત્પન્ન થયા, અને એવો વિચાર થવા લાગ્યો કે, વખતે તેઓ જાણ્યા સાંભળ્યા છતાં પણ જાણી જોઇનેજ અપરાધીઓને-એવાં કામ કરનારાંઓને—સહાયતા કરે છે, અથવા તો એ બાબતને છેક સામાન્ય-વિસાત વગરની-સમજીને તેમાં હાથ ઘાલવાને સંમત થતા નથી. ખેર! તે ગમે તેમ હો, એ વિષે આપને પણ એકવાર ખબર આપીને હવે જોઉંછું કે, આપ પણ બીજા અમલદારોની પેઠે અનાદર અથવા બેદરકારીથી એને ઉડાવી દોછો કે નહિ?

"કલુટોલા હરિણવાડી લેનમાં ફુલસમ નામની એક નઠારી ચાલની સ્ત્રી રહે છે. એ હરિણવાડી

લેનમાં રહેનાર સર્વે લોક એના નામથી જાણીતા છે-સર્વે તેને ઓળખે છે. એક સારા મોટા બે માળના પાકી બાંધણીના મકાનમાં તેનું રેઠાણુ છે. એ મકાન જો કે તેનું પોતાનું નથી, તોપણ, તેણે કેટલોક વરસના કરારથી પોતાના નામે કરી લીધું છે. એ કુલસમના સિવાય બીજી પણ ચાર પાંચ નઠારી ચાલની વંઠી ગયેલી સ્ત્રીઓ એજ મકાનની અંદર રહે છે. હાલમાં આશરે છએક મહિના થયાં એ મકાન છોકરીઓ વેચવાની એક વખાર તરીકે-અડ્ડો અથવા ખાંજરૂં-ગણાયું છે. અને કુલસમ જ એ અડ્ડાની કુલ મુખ્ત્યાર છે. દસ પંદર સ્ત્રીઓ અને પુરૂષો એ કુલસમને મદદ કરતાં રહે છે. તેઓ કટક, મેદિનીપુર વગેરે અનેક ઠેકાણેથી નાની નાની ઉમ્મરની છોકરીઓને કોઇ પણ પ્રકારે હરણ કરીને-કાઢી અથવા ઉપાડી લાવીને-એ ઠેકાણે-કુલસમને ઘેર-આણે છે. એ છોકરીઓની ઉમ્મર અને ખૂબસુરતીના પ્રમાણમાં તેમની કિંમતના રૂપિઆ નક્કી થાય છે, અને એમ નક્કી થાય તેટલા રૂપિઆ કુલસમની પાસેથી લેઇને તેઓ પોતપોતાને ઠેકાણે ચાલ્યાં જાય છે. પછી કુલસમ લાગ અને સગવડ પ્રમાણે એવી સઘળી છોકરીઓને, પોતે જેટલા રૂપિઆ આપીને

લીધી હોય તેના કરતાં જેટલા મળી શકે તેટલા વધારે રૂપિઆ લેઇને કલકત્તાની બીજી કુલટા સ્ત્રીઓને વેચાતી આપી દેઇને પોતાની મનોવાંચ્છા પૂર્ણ કરે છે. જેઓ દૂરનાં ગામોમાંથી એવી છોકરીઓને ચોરી કે કાઢી લાવીને કલકત્તામાં આણે છે, અને કુલસમને ત્યાં વેચી જાય છે, તેઓમાંનાં ઘણાંખરાં એ કુલસમનાં સંબંધીઓ છે. એ સંબંધી સઘળી હકીકતની ખરી ખબર-બાતમી-જેવી હું આપી શકીશ, તેવી ખબર બીજું કોઇ પણ આપી શકશે નહિ. કારણ કે હું પણ એ લોકોના જેવીજ રહેણી કરણીનો માણસ છું; અને અત્યાર અગાઉ મેં પણ એ પ્રમાણે કુલસમની પાસેથી બે ચાર છોકરીઓને વેચાતી લેઇને, તેમની કમાઇમાંથી સારી રીતે પાંચ પૈસા પેદા કર્યા હતા; પરંતુ એક ખોટા મુકરદમાની અંદર પડવાથી મારા એ સઘળા પૈસા ધૂળધાણી થઈ ગયા છે. પછી તેજ વખતથી મેં એવું કામ કરવાનું છોડી દીધું છે; તોપણ બધી બાબતોની ખબર તો રાખતો રહું છું. જો કદિ આપ સહેજસાજ પણ તજવીજ કરશો, તો જાણી શકશો કે, મારી આ ખબર ખરી છે કે ખોટી. મેં મારૂં નામ આ પત્રમાં જો કે પ્રકટ ચુંક નથી ખરૂં, પરંતુ જો જાણી શકીશ કે, આપ

આ વિષેની તપાસ કરવામાં રોકાઇને ખરેખરી રીતે તેની તજવીજ કરો છો, તો વખત વિચારીને હું તેજ આવીને આપને મળીશ. એજ. શ્રી.—"

આ પત્ર મેં ખૂબ ધ્યાન લગાડીને વાંચ્યો. અને વિચાર કર્યો કે, જેવા ભાવથી પત્ર લખવામાં આવ્યો છે, તે ઉપરથી એટલું તો સમજી શકાય છે કે, એમાં લખેલી હકીકત કદાપિ સંપૂર્ણ રીતે સત્ય નહિ હોય, તોપણ તેમાંનો થોડો ઘણો ભાગ પણ ખરો હશે, એમાં જરાએ સંદેહ જેવું નથી. કુલસમે જે ઠેકાણે નવી જાતની આડતની વખાર એટલે અડ્ડો ઉઘાડ્યો છે તે ઠેકાણું અમારા થાણાથી—પોલીસની ગેટથી—બહુ દૂર પણ નથી; તે છતાં પણ કેવું આશ્ચર્ય જેવું છે કે, છ માસ જેટલી મુદત થઈ છતાં એ વિષેની ચેંપેં સરખી પણ અમારા જાણવામાં આવી શકી નથી. અમે ડિટેક્ટિવ–છુપી–પોલીસના કામદારો છીએ, એમ સર્વની આગળ જણાવતા ફરીએ છીએ, અને શહેરની અંદર કયે ઠેકાણે શું બને છે ને શું નથી બનતું, તે વિષેના સઘળા સમાચાર જાણી શકીએ છીએ એમ કહીને અથવા સમજીને, ઘણો વખત અમારા મનમાં કંઇક અભિમાન કરતા રહીએ છીએ; પરંતુ આ શું અમારા એવા અભિ-

માનનું ઓળખાણુ કે? થાણાથી નજીકના સ્થાનમાં ગયા છ માસ થયાં જે બનાવ ખુલ્લી રીતે બનતો આવે છે, તેની જરા પણ હકીકત કે વાત અમે જાણુવા પામી શક્યા નથી, એના કરતાં વધારે શરમ ભરેલી વાત ડિટેક્ટિવ પોલીસના સંબંધમાં બીજી શી હોઇ શકે!

પછી એ પત્રમાં લખેલી વાતો ખરી છે કે નહિ તે વિષે સારી પેઠે તજવીજ કરી જોવી એ ખરેખરૂં કર્ત્તવ્યકર્મ છે, એવો વિચાર કરીને, તે દિવસથીજ મેં તે વિષેની છાની તપાસ કરવા માંડી. કુલસમના ઘરની અવસ્થાનું જે વર્ણન પત્રમાં કરેલું હતું, તે ઉપરથી તજવીજ કરીને તે ઘર ખોળી કાઢતાં મને જરાએ હરકત ના પડી. સહેજસાજ તપાસ ઉપરથી જાણુવામાં આવ્યું કે, ખરેખરજ કુલસમ એક ઇંટોથી ચણેલું બે માળનું પાકું ઘર અમુક વરસોના કરારથી લઇને બીજી કેટલીક સ્ત્રીઓની સાથે તેમાં રહે છે. વળી બીજું પણ મારા જાણવામાં આવ્યું કે, એ કુલસમનાથી દેશનું કેવું ભયાનક અનિષ્ટ થયા કરે છે! નાની ઉમ્મરની છોકરીઓ ખોવાઇ ગયાથી કેટલાં માબાપ મનના દુઃખથી દિન નિર્ગમન કરતાં હશે! અને કોઇ તો વળી એવો

અટળ શોક શમાવી નહિ શકવાથી, અસમયે કાળનો કોળીયો થઈ પડતાં હશે ! આણી તરફ એ કુલટા એવી છોકરીઓનાં ચરિત્ર કલંકવાળાં કરાવીને તેમને હંમેશને સારૂ દુઃખના દરિઆમાં વહેવડાવી દે છે. છાની તપાસ કર્યાથી જ્યારે આ બધી બાબતો મારા જાણવામાં આવી શકી, ત્યારે મારા મનમાં અપાર દુઃખ અને ક્રોધ ઉપજી આવ્યાં. અને એમ ધાર્યું કે, ગમે તેમ કરીને પણ, એવી છોકરીઓમાંની જેટલીને છોડવી શકાય તેટલીને છોડવીને તેમનાં માબાપને સોંપીશ; અને જેથી કરીને અપરાધીઓને ઘટતી સજા થઇ શકે, તે વિષેની પણ તજવીજ કરવામાં કસર નહિ રાખું. કેવી રીતની છાની તપાસ કરીને એ બધી હકીકત હું મેળવી શક્યો, તે હાલમાં હું સરકારની નોકરીમાં હોવાથી પ્રકટ કરી શકતો નથી; તેથી મારી તપાસનું જે ફળ થયું હતું, તેનુંજ વર્ણન હવે કરૂંછું.

---

## પ્રકરણ ૨ જું.

છુપી તજવીજથી સઘળું ઠીક કરી લેઇને ઇંગ્રેજી સન ૧૮૯૩ ની સાલના સપટેમ્બર માસની ૧૩ મી તારીખે કેટલાક સિપાઇઓ વગેરેને સાથે લઇ

હું કલુટોલામાં જઈ પહોંચ્યો. અને કુલસમની પા-સેથી વેચાતી લીધેલી છોકરીઓ જે જે ઘરોમાં વ-સતી હતી, તે બધાં ઘરો પોલીસના સિપાઇઓથી સારી રીતે ઘેરી લીધાં. એ સઘળાં ઘરોની અંદરથી કોઇ પણ માણસ બહાર ના નીકળી શકે, અથવા બહારથી અંદર જઇ શકે નહિ, તેનો પણ બંદોબસ્ત કરી દીધો. એ પ્રમાણે એ સઘળાં ઘરો પર બરાબર ચોકી પહેરા અને જપતી મૂકી દઇને પછી એમાંના એક એક ઘરમાં દાખલ થવાનો આરંભ કર્યો.

કલુટોલા સ્ટ્રીટમાંના ૩૦ નંબરના ઘરમાં સૌથી પહેલા દાખલ થયા. એ ઘર રાઇમણિ નામની ત્યાં રહેનારી એક વ્યભિચારિણી સ્ત્રીનું હતું એ ઘરની અંદર દાખલ થઇને જોયું કે, રાઇમણિ, એક નવ વરસની છોકરીને સોડમાં લઇને સૂઇ રહી છે. એ છો-કરીનું નામ પૂછતાં રાઇમણિએ કહ્યું કે, "એનું નામ સરિફ્ન છે." તે ઉપરાંત વળી તેને પૂછી જોતાં તેણે એમ પણ કહ્યું કે, "આશરે દોઢ માસ થયાં હું એ છોકરીને કુલસમ ખાંજરાવાળી કૂટણીની પાસેથી લાવી છું. એક દિવસ હું એ કુલસમને ઘેર ગઇ હતી, ત્યાં આગળ આ છોકરી પહેલ વહેલીજ મારા જોવામાં આવી. તેથી તેની હકીકત પૂછી જોતાં કુલસમે મને

કહ્યું કે, "આ છોકરી મારા કોઇ એક સગાની દીકરી છે; પરંતુ એનાં માબાપ અથવા બીજું કોઇ નજીકનું સગુંવહાલું કે સંબંધી નહિ હોવાથી, એના પ્રતિપાલનનો–એને ઉછેરીને મોટી કરવાનો ભાર મારે માથે આવી પડયો છે. પરંતુ તે હજી છેક બાલિકા –બહુ કાચી ઉમ્મરની–હોવાથી, તેને મારા ઘરમાં રાખવાને હું અશક્ત છું; અને તેથી જો કોઇ માણસ એના પ્રતિપાલનનો ભાર પોતાને માથે લેવાને કબૂલ કરે, તો હું તે છોકરીને તેના હાથમાં સોંપી દેવાને તૈયાર છું." તેનું આવું કહેવું સાંભળીને હું બોલી કે, "મારે છોકરો કે છોડી કશુંએ નથી, તેથી જો તમે આ છોકરી મને સોંપી દો, તો હું એનું મારી પોતાની પેટની છોકરીની પેઠે પ્રતિપાલન કરીશ." પછી મારૂં કહેવું કુલસમે કબૂલ રાખ્યું, એટલે મેં પણ તેજ દિવસે તેને ત્યાંથી મારે ઘેર આણીને રાખી છે."

તે રાઇમિણિની આવી વાત સાંભળીને હું સમજ્યો કે, આ છોકરી તેને કુલસમની પાસેથી મળી છે. તે સાથે એ વાત પણ મારા સમજ્યામાં આવી ગઈ કે, એણે–રાઈમિણિએ–કેટલા રૂપિઆ આપીને કુલસમની પાસેથી આ છોડીને વેચાતી લીધી છે,

તે વાત, તે વેળાએ તેણે અમારી આગળ છાની રાખી છે—જાણી જોઈને કહી નથી.

સરિફન—છોકરી—પ્રથમ તો કશુંએ બોલી નહિ; અને જાણે કંઈક ભયભીત થઇ ગઈ હોય તેવી રીતે તેજ ઠેકાણે ઉભી થઈ રહી. પરંતુ પછીથી તેણે કહ્યું કે, "મારૂં નામ સરિફન નથી; મૂળનું મારૂં ખરૂં નામ તો કૌશલ્યા છે."

બીજી એક ફાતમા નામની અહિંનીજ કુલકલંકિની—કુળને કલંક લગાડીને કાળાં કર્મ કરનારી—સ્ત્રી ધર્મતલા લેનના ૨૪ નંબરના ઘરમાં રહેતી હતી. તેના ઘરમાં દાખલ થઇને જોતાં તેના પોતાની બે છોકરીઓના સિવાય બીજી કોઇ છોડી પ્રથમ તો ત્યાં જોવામાં આવી નહિ. ઉપર અને નીચે—માળ પર અને નીચેના ભાગમાં—આખા ઘરની અંદરના સઘળા ખંડોમાં સારી પેઠે જોયું તપાસ્યું, પરંતુ તેમાંના કોઈ પણ ખંડ કે ઓરડાની અંદર કોઇને પણ જોવા પામ્યા નહિ. પછી તે ઘરની અંદરનો એક ઓરડો બારણે તાળું મારીને બંધ કરી રાખેલો હતો, તેના વિષે પૂછપરછ કરતાં ફાતમાએ એવું કહ્યું કે, "એ ઓરડાની અંદર તો એક બીજી ફીસબણુ રહે છે. તે તેના ઓરડાને તાળું મારી બંધ કરીને, આજ સવારના પહોરમાંજ

ઘરમાંથી બહાર જતી રહી છે; અને ક્યાં ગઈ છે તે વિષે કશુંએ કહી ગઇ નથી." આ વાત તેણે-ફ્રાતમાએ-એવી ઢબથી કહી કે, તેનું કહેવું જાણે ખરેખરૂંજ છે, એવો સર્વ સાંભળનારને વિશ્વાસ કરવો પડ્યો. પરંતુ હું પ્રથમથી છાની તજવીજ કરીને એની સઘળી હકીકત જાણવા પામી શક્યો હતો, તેથી મેં તેની વાતનો વિશ્વાસ ના આણ્યો. તે ઓરડાનું તાળું ભાગી નાંખી ઉઘાડીને હું અંદર પેઠો અને ત્યાં આગળ જોયું તો એ અંધકારમય ઓરડાની અંદર માત્ર એક પાટ પાથરી મૂકેલી હતી. એ પાટના ઉપર અથવા આસપાસ કોઇ પણ નહોતું. પરંતુ આખરે મેં તેની નીચે જોયું, તો કેટલીક છોકરીઓ ચુપચાપ થઇને ત્યાં આગળ લપાઇ સંકોચાઇને સંતાઇ રહેલી જણાઈ. પછી મેં તે સઘળી છોકરીઓને એકે એકે ત્યાંથી બહાર કાઢી. આમ બન્યાથી ફ્રાતમા ભયથી થરથર કાંપવા લાગી, અને રડતી રડતી તેજ ઠેકાણે-જ્યાં ઉભી હતી ત્યાં આગળજ-બેસી ગઈ.

એ સંતાયલી છોકરીઓમાંથી જેને પહેલવહેલી બહાર કાઢી તેની ઉમ્મર આશરે બાર વરસની હશે. ફ્રાતમાને એનું નામ પૂછતાં તેણે કહ્યું કે, એનું નામ પાંચી છે. એ પાંચી કંઇ પણ કહ્યા કહાવ્યા વિના

એક બાજુ પર જઇને ઉભી થઇ રહી.

બીજી જે છોકરી કાઢી તેની ઉમ્મર ચૌદ વર્ષની હશે; અને તે પશ્ચિમ દેશવાસી કોઇ માણસની છોકરી હોય તેવી જણાતી હતી. ફ્રાતમાને પૂછ્યાથી તેણે કહ્યું કે, એનું નામ ગુલાબ છે; પરંતુ ગુલાબે કહ્યું, " મારૂં નામ ગુલાબ નથી પણ ખેતરાણિયા છે."

ત્રીજી છોકરીની ઉમ્મર તેર વર્ષની હશે. પૂછગાછ કર્યાથી ફ્રાતમાએ અને તે છોકરીએ બંનેએ કહ્યું કે, તેનું નામ દિલોજાન છે.

ચોથી છોકરીની ઉમ્મર દશ વરસથી વધારે હશે નહિ. ફ્રાતમાએ કહ્યું, એનું નામ વેલા છે; પરંતુ તે વેલાએ કહ્યું કે, એ ખોટી વાત કહે છે; મારૂં નામ વેલા નથી. મારૂં ખરૂં નામ તો આન્દિ છે.

પાંચમી છોકરીને જોતાં તો એમ લાગ્યું કે, એની ઉમ્મર સાત વરસથી પણ ઓછી હશે. તેને પૂછી જોતાં, કોઇ પણ વાતનો ઉત્તર તે આપી શકી નહિ. પરંતુ ફ્રાતમાએ કહ્યું કે, એનું નામ સૂચી છે.

તે પછી છઠ્ઠી એટલે જેને સર્વથી છેલ્લી પાટની નીચેથી બહાર કાઢી, તેની ઉમ્મર અઢાર વરસથી ઓછી નહિ હોય. એને પૂછગાછ કરતાં તેણે પોતેજ તેનું નામ " સ્વર્ણ " છે એમ કહ્યું.

આ પ્રમાણે જ્યારે મેં છ છ છોકરીઓ ફાતમાના ઓરડાની અંદરથી બહાર કાઢી, ત્યારે તે કુલટાની બુદ્ધિ જાણે લોપ થઈ ગઈ હોય એવી તે દેખાવા લાગી. એવે વખતે તેણે કયી વાત કહેવી જોઇએ અને કયી વાત કહેવી ના જોઇએ, તેનું તેને ભાન રહ્યું નહિ. પછી પૂછગાછ કર્યાથી તેણે સઘળી હકીકત અમારા સર્વના સન્મુખ સ્પષ્ટ રીતે–જેવી હતી તેવી–કહી દીધી. તે બોલી કે, "મ આ સઘળી છોકરીઓને કુલસમની પાસેથી વેચાતી આણીને અહિં મારા ઘરની અંદર રાખી છે. એમાંની કોઇ છોકરીને સારૂ એકસો રૂ-પિઆ, કોઇને સારૂ દોઢસો રૂપિઆ, કોઇને સારૂ પ-ચાસ રૂપિઆ, અને કોઇને સારૂ પચીસ રૂપિઆ, કુલસમને આપ્યા છે. જેની ઉમ્મર વધારે, તેની કિંમતના વધારે રૂપિઆ, અને જેની ઉમ્મર ઓછી, તેની કિંમતના રૂપિઆ પણ ઓછા આપવા પડયા છે. સર્વથી નાની છોકરી સૂયીને સારૂ મારે માત્ર પચીસ રૂપિઆજ તેને આપવા પડયા છે."

એ ફાતમાનું આવું કહેવું સાંભળીને ફરીથી મેં તેને પૂછ્યું, "એટલા બધા રૂપિઆ ખર્ચીને આટલી બધી છોકરીઓને વેચાતી લાવી, શો ઉદ્દેશ સાધવાને સારૂ તેં તેમને તારા ઘરની અંદર રાખી છે?"

આના ઉત્તરમાં ફાતમાએ કહ્યું કે, "એનું કારણ આપને હવે શું કહું? એ વાત તો આપ સહજ સમજી શકશોજ,–અમારો ધંધો જ એ છે. આ છોકરીઓ જ્યારે મોટી થશે, ત્યારે પછી જે પ્રકારે બની શકશે તે પ્રકારે તેમને કુકર્મના માર્ગે દોરીશ. એમ કરતાં જો કોઈ મારી મરજી પ્રમાણે કર્મ કરવાનું કબૂલ નહિ કરે, તો પછી, કાંતો તેને મીઠાં વચનોથી સમજાવી ફોસલાવીને, કાંતો મારફાડ વગેરે કરી દુઃખ દઈ દઇને, અથવા કાંતો તેના પર જોર જુલમ કરીને પણ તેને મારા કહ્યા પ્રમાણે કરે એવી કરીશ; અને આખરે તેનીજ કમાઇના પૈસાથી તેનુંજ પ્રતિપાલન કરતાં બાકી વધારા ખાતે જે કાંઈ બચશે, તેનાથી હું એ પૈસાનો દામ–પુંજી–કરી લઇશ. આજ અમારો રોજગાર છે."

---

## પ્રકરણ ૩ જું.

પછી અમે તે ફાતમાનું ઘર છોડી દઇને, ફિર્સ લેનમાંના ૫૫ નંબરના ઘરમાં જઇ પહોંચ્યા. એ ઘરમાં મહેરુબન નામની બીજી એક નઠારી ચાલની સ્ત્રીનું રહેઠાણ હતું. ત્યાં આગળથી અમને

બે છોકરીંઓ મળી આવી. એ એમાંની એકની ઉ-મ્મર તેર વરસની હતી. તેનું નામ પૂછતાં મહેબુબને કહ્યું, "એનું નામ ચુનિ છે;" પરંતુ ચુનિએ કહ્યું, "મારૂં નામ ચુનિ નથી, પણ ચાંપા છે." બીજી છોડીની ઉમ્મર આશરે અઢાર વર્ષની હશે. એનું નામ પૂછતાં મહેબુબને ફરીને પાછું ખોટુંજ કહ્યું. તે-ણે કહ્યું કે, "એનું નામ દુર્ગા છે;" પરંતુ દુર્ગાએ કહ્યું કે, "મારૂં નામ તો જશોદા છે."

એ છોડીઓ શી રીતે મહેબુબનને ઘેર આવી, એ વાત વિષે પૂછતાં તેણે-મહેબુબને કહ્યું કે, "આ બંને છોડીઓ પેલી કુલસમ અફુવાળીની પાસેથી મને મળી છે. મેં કોઈ પણ રીતે મૂલ આપીને એમને વેચાતી લીધી નથી. એમનું કોઈ પણ-સગું વહાલું કે વાલી વારસ-નહિ હોવાથી, તેઓ પોતેજ કુલસ-મને ઘેર આવી હતી. પરંતુ તેના ઘરમાં એમને રાખ-વાને સારૂ જોઇએ તેવું ઠેકાણું નહિ હોવાથી, તેણે મને તેડાવીને એ બંને છોકરીઓને મારા હાથમાં આપી દીધી છે, અને ત્યારથી તે બંને જણીઓ અ-હિંજ રહેછે."

ત્યાર પછી અમે ત્યાંથી નીકળીને કલુટોલા સ્ટ્રી-ટમાંના ૧૦ નંબરવાળા ઘરમાં ગયા. એ ઘર પણ તરલા

નામની બીજી એક કિસબણના તાબામાં હતું. એ ઘરમાંથી અમને પાંચ છોકરીઓ મળી આવી. તેમાંની એકની ઉમ્મર અઢાર વરસની હશે. તરલાએ એને પિરોઝા કહીને બોલાવી; પરંતુ તે પિરોઝાએ કહ્યું કે, "મારૂં નામ તો પિરોઝા નથી, પણ દ્રૌપદી છે." બીજી છોકરી પણ લગભગ એ દ્રૌપદીના જેટલીજ ઉમ્મરની હતી, અને એનું નામ માલતી હતું. ત્રીજી છોકરીની ઉમ્મર પણ લગભગ તેટલીજ હતી. એ છોકરીને તેનું નામ પૂછતાં તેણે કહ્યું કે, "મારૂં હાલનું નામ તો પરિજાન છે. અને જ્યારે હું ફુલસમને ઘેર હતી, ત્યારે ત્યાં આગળ મારૂં નામ શારદા રાખ્યું હતું. પરંતુ મારાં માબાપ તો મને સુગન્ધા કહીને બોલાવતાં હતાં." ચોથી છોકરીની ઉમ્મર આશરે તેર વરસની હશે. તેણે કહ્યું કે, "મારૂં નામ સોના છે." અને પાંચમી જે છોકરી હતી તેણે પણ કહ્યું કે, "મારૂં નામ આરજુ છે." એ આરજુની ઉમ્મર અગિઆર વર્ષથી વધારે નહિ હોય.

પછી તરલાને પૂછતાં તેણે કહ્યું કે, "હું ફાતમાની છોકરી છું, પરંતુ ગયા બે માસથી મેં તેનાથી જુદી થઇને આ નવું ઘર-ખાંજરૂ-ઉઘાડયું છે. આપે જે છોકરીઓને મારા ઘરમાંથી બહાર કાઢી છે, તે-

એ બધીએ મને કુલસમની પાસેથી મળી છે. એક દિવસ એ કુલસમ મને બોલાવીને તેને ઘેર તેડી ગઇ અને કહ્યું, તેના દેશમાંથી ઘણી છોકરીઓની ખેપ આવી છે. એ સઘળી છોકરીઓને તેના ઘરમાં રાખ-વાનું ઠેકાણું થવું જોઇએ, તેટલા માટે પહેલાંની જે સઘળી છોકરીઓ તેના ઘરની અંદર છે, તેમને જો બીજું કોઇ લેઇ જવાને ચાહે, તો તે અનાયાસે તે-મને આપી દેવાને ખુશી છે. આ પ્રમાણેનું તેનું કહેવું સાંભળીને મેં પૂછ્યું કે; એમના બદલામાં શું આપવું પડશે ? તેના ઉત્તરમાં તેણે કહ્યું, કશુંએ નહિ; માત્ર એ બધી છોકરીઓએ થોડેથોડે કરીને તેની પાસેથી જેટલા રૂપિઆ કર્જે લીધા છે, તેટલા રૂપિઆ આપ્યા-થીજ ચાલી શકશે. તે ઉપરથી મેં તેનું કહેવું કબૂલ કરી, તેના કહ્યા પ્રમાણે એ છોકરીઓ પાસે તેના લેણા નીકળતા રૂપિયા તેને આપી દઇને, તેમને બ-ધીને અહિં મારે ઘેર આણી છે. અને ત્યારથીજ તે-ઓ આ મારા ઘરમાં રહે છે. ”

પછી એ તરલાને ત્યાંથી નીકળીને અમે શ્રીનાથ બાબુની લેનમાંના ૫ નંબરના ઘરમાં ગયા. એ ઘર દિલોજાન નામની બીજી એક કુટણીનું રહેવાનું ઠેકાણું હતું. એ ઘરમાંથી બાર વરસની ઉમ્મરની એક છો-

ફરી હાથ આવી. એ છોકરીનું નામ પ્રથમ દિલોજા-નને પૂછતાં, તેણે બીજી ઘણીખરી સઘળી બાબતો-ના જેવા પ્રકારના ઉત્તર આપ્યા હતા, તેજ પ્રકારે એનો ઉત્તર પણ ઉડાવનારોજ-જાણી જોઇને જૂઠો આપ્યો. તેણે કહ્યું, એ છોડીનું નામ સાહેબજાન છે. પરંતુ તેની પુંઠ પાછળ-તે જાણી શકે નહિ તેવી રીતે-તે છોકરીનેજ તેનું ખરેખરૂં નામ શું છે, એમ પૂછતાં તેણે કહ્યું કે, "મારૂં નામ તો શિરોમણિ છે."

પછી એ છોડી કેવી રીતે એ દિલોજાનને ઘેર આવી, એ વાત એ ઘરવાળીને પૂછતાં તેણે કહ્યું કે, "આ છોકરી મને કુલસમની પાસેથી મળી છે. એની મા એને આ શહેરમાં લાવીને કુલસમને ત્યાં વેચી દેઇને ચાલી ગઈ. એ પ્રમાણે એને વેચાતી લેતાં કુલ-સમને જેટલા રૂપિઆનો ખર્ચ થયો હતો તેટલા રૂપિ-આ મ તેને આપ્યાથી તેણે મને આપી દીધી છે."

તે પછી એ દિલોજાનના ઘેરથી બહાર નીકળીને અમે ડેમજીન લેનની ચાંદ અફુવાળીના મકાનની અંદર ઘૂસી ગયા. એ ઠેકાણેથી પણ અગિયાર વરસની ઉમ્મરની માત્ર એકજ છોકરી મળી આવી. એ ચાંદ અફુવાળીનું જીવતર લગભગ પૂરૂં થઇ રહેવા આવ્યું છે; અને તેને કેટલી વાર કેટલા મુકરદમાઓમાં પોલી-

સનાં થાણાંની અંદર જતું પડયું છે, તેનો કાંઈ શુમારજ નથી. કોઈ વાત તેને પૂછયાથી, તેનો ઉત્તર એની પાસેથી સહેજને ભાવે મળી શકવાનો સંભવ નથી, તે મારા જાણ્યામાં હોવા છતાં પણ, મેં તેને પૂછયું કે, " આ છોડી તમારા ઘેર શી રીતે આવી ? " તેના ઉત્તરમાં તેણે કહ્યું કે, " એક દિવસ આ છોકરી ક્યાંઇથી એકલીજ મારા ઘેર આવી ચડી. અને સામેજ મને જોઇને કહેવા લાગી કે, ' મારૂં કોઈ પણ નથી, અને મારે રહેવાનું ઠેકાણું પણ નથી. તેટલા માટે જો આપ અનુગ્રહ--દયા–કરીને મને તમારા ઘરમાં રહેવા દો, તો હું આવી વિપત્તિમાંથી બચવા પામી શકું; નહિતો મારે આ અજાણ્યા સ્થાનમાં ખાધા પીધા વિના મરવું પડશે.' મુન્ની ( એ છોડી )ની આવી વાત સાંભળીને મારા અંતરમાં દયાનો ઉદય થયો, અને તેથી મેં મારા આ ઘરની અંદર એને રાખી. પછી તે વખતથી આ છોકરી મારી પાસેજ રહેલી છે."

એ ચાંદનું એવું કહેવું સાંભળીને પેલી છોકરી બોલી ઉઠી કે, " એ ખોટી વાત કહે છે. મારૂં નામ મુન્ની નથી. મારૂં ખરૂં નામ તો વિધ્ન્યુ છે. હું મારી પોતાની મેળે એને ઘેર આવી નથી. કુલસમ અડ્ડા-

વાળીના ઘેરથી એણે મને અહિં આણી છે."

ત્યાર પછી અમે હરિણવાડી લેનમાં માતુ અરૂા-વાળીને ઘેર ગયા. એના ઘરમાંથી એક છોકરી મળી આવી, તેની ઉમ્મર તેર વરસની હશે. પહેલાં જ-ણાવેલી સ્ત્રીઓમાંની ઘણીકે જે પ્રકારે કહ્યું હતું, તેજ પ્રમાણે આ માતુએ પણ કહ્યું. એના ઘરમાંથી મળી આવેલી છોકરીતું ખરૂં નામ વરદા હતું, તે તેણે છુપાવી રાખીને, અમારી આગળ તેને શ્રીમતિના નામથી ઓળખાવી, અને કહ્યું કે, "મેં આ છોક-રીને કુલસમની પાસેથી ચોપન રૂપિઆ આપીને વે-ચાતી આણી છે. અને એ રૂપિઆ મેં કાંઈ એક સામટા તેને આપ્યા નથી, પણ મહિને મહિને થોડા થોડા આપીને તેનું દેવું વાળી દીધું છે." વળી તેણે કહ્યું કે, "મેં જેટલું સાંભળ્યું છે તે ઉપરથી મને એવો વિશ્વાસ છે કે, આ છોકરીને કુલસમનો ભાઈ દ્વાડો તેના દેશમાંથી અહિં લાવ્યો છે."

---

## પ્રકરણ ૪ થું.

માતુ અરૂાવાળીના ઘરમાંથી નીકળીને અમે ધ-અંતલા લેનમાંની બન્દીજાન અરૂાવાળીને ઘેર ગયા.

ત્યાં આગળથી પણ એક છોકરી અમારા હાથમાં આવી. એ છોકરીની ઉમ્મર નવ વરસથી વધારે નહિ હોય. આ અફુવાળી બન્દીજાને પણ ખોટી વાત કહીને એ છોકરીને પ્યારી નામથી ઓળખાવી; પરંતુ પાછળથી એ છોકરીના કહેવાથી અમારા જાણવામાં આવ્યું કે, તેનું ખરૂં નામ તો મેની છે, પ્યારી નથી.

બન્દીજાનને એ છોકરીની હકીકત પૂછતાં તેણે કહ્યું કે, "એક દિવસ કોઈ કામને બહાને હું કુલસમ અફુવાળીને ઘેર ગઈ હતી. ત્યાં આગળ મારા જોવામાં આવ્યું કે, આ છોકરી રોગીષ્ટ બની જઈને અત્યંત પીડા પામી રહી હતી. તેની બરદાસ ચાકરી કરે, એવું કોઈ પણ ત્યાં નહોતું. એની એવી દશા જોઇને મારા મનમાં અતિશય દયા ઉત્પન્ન થઈ આવી, તેથી મેં કુલસમને કહ્યું કે, જો આ છોકરીની બરદાસ ચાકરી વગેરેને સારૂ કોઇ પણ પ્રકારનો બંદોબસ્ત કરવામાં નહિ આવે, તો બહુ જલદીથી એનું મૃત્યુ થશે." તે સાંભળીને કુલસમે એવું કહ્યું કે, "એની બરદાસ ચાકરી કોણ કરે? મરી જશે તો ફેંકી દઈશ. એ કાંઈ મારી પોતાની છોકરી નથી, કે એને સારૂ હું પૈસા ખરચ કરીને એની દવાદારૂ કરાવું. તને જો એટલી બધી દયા ઉત્પન્ન

થઇ આવતી હોય, તો તું એને તારા ઘેર લેઇ જા, અને જો બની શકે તો એની સેવા ચાકરી કરીને એની જીંદગાનીનો બચાવ કર. એને સારૂ તારે કંઇ વધારે આપવું પડશે નહિ; ફક્ત એને આણવાને સારૂ મને જે કાંઇ ખરચ થયું છે, તેજ માત્ર આપ્યાથી ચાલશે." તેની આ વાત મેં કબૂલ કરી, અને કહ્યું, "જો હું એને બચાવી-સાજી કરી-શકીશ, તો પછી એને સારૂ તમને જે ખરચ થયું હશે, તે આપીશ. પણ જો તે મરી જાય, તો તો પછી કાંઇપણ આપું નહિ." કુલસમે મારૂં આ કહેવું માન્ય કર્યું. તેથી પછી તેજ દિવસે મેં એને મારા ઘેર આણીને એની બરદાસ ચાકરી અને દવાદારૂ કરવા માંડી, એટલે રહેતે રહેતે તે સાજી થઇ. તે વખતથી પછી તે મારાજ ઘરમાં મારી પેટની છોડીની પેઠે રહે છે."

એ બન્દીજાનના ઘેરથી નીકળીને અમે હરિણવાડી લેનમાંના ૪ નંબરના ઘરમાં પ્રવેશ કર્યો. એ ઘરમાંજ કુલસમે નવી તરેહની આડતનો અડ્ડો ઉઘાડયો છે. એમાં પેસતાંજ કુલસમને સામે જોઇ. તેણે અમને દેખતાંજ કંઇક ક્રોધનો ભાવ જણાવીને કહ્યું, "શું હું ચોર છું કે મને કહ્યા કહાવ્યા વિના આટલા બધા પોલીસના સિપાઇઓ મારા ઘરમાં ઘૂસી આવ્યા ?."

તેનું આવું બોલવું સાંભળીને અમારામાંનો એક અમલદાર ગુસ્સાભેર બોલી ઉઠયો કે, " તું ચોરથી પણ ભૂંડી છે! અત્યારે પણ અમારા સર્વની સામે આવી રીતના ઢંગથી વાત કરતાં તને શરમ પણ આવતી નથી? જોઇ લે કે હમણાંજ તારા હાથે હાથકડીઓ પહેરાવી દઇને કેવી રીતે આ રસ્તે થઇને તને લઈ જઇએ છીએ. " એ અમલદારનું આવું બોલવું સાંભળીને કુલસમ કંઇક નરમ પડી ગઇ. તે છતાં તે તેના ઓરડાના અંદર ગઇ, અને પાનની પેટી મ્હો આગળ મૂકીને, બીડીઓ–પટ્ટીઓ–બનાવવા લાગી.

પછી અમે તે ઘરમાંના એક ઓરડાની અંદર પેઠા. ત્યાં આગળ અમારા જોવામાં આવ્યું કે, બે સ્ત્રીઓ તે ઓરડાની અંદર બેશી રહી છે. એ બંનેની ઉમ્મર લગભગ એક સરખી સત્તર વરસથી ઓછી નહિ હોય, એટલી લાગતી હતી. તેમાંના એક જણીને પૂછતાં તેણે કહ્યું કે, તેનું નામ ક્ષીરોદા છે. પરંતુ તેની સાથેની બીજી સ્ત્રી પોતાનું નામ કહે તે પહેલાંજ, કુલસમે પાન તૈયાર કરતાં કરતાં કહ્યુ, "એનું નામ ઇલાહિજાન છે; અને એ બંને વેશ્યાઓ છે. કેટલાક માસ થયાં તેઓ મારી પાસેથી એ ઓરડો ભાડે રાખીને અહિંઆં રહેલી છે, અને વેશ્યાનો ધંધો કરીને

પોતાનું ગુજરાન ચલાવે છે. આપ લોકો જેવી ધારોછો, તેવી તેઓ નથી–તેઓ મારા 'ઘરની છોકરીઓ' નથી." કુલસમનું આવું કહેવું સાંભળીને મેં ગુપચુપ ઇલાહિજાનને પૂછ્યું, "તારૂં ખરેખરૂં નામ શું છે? અને તમે (બંને) અહિંઆં શા સારૂ રહો છો?" તેના ઉત્તરમાં એ ઇલાહિજાને કહ્યું, "મારૂં ખરૂં નામ તો ઉમા છે. આપ અમને અહિં આગળથી બીજે ઠેકાણે લઇ ચાલો, એટલે પછી ત્યાં આગળ અમારી સઘળી હકીકત આપને કહીશું. આ ઠેકાણે રહીને અમે કાંઇ પણ કહેવાને અશક્ત છીએ."

આ સ્ત્રીઓનું આવું કહેવું સાંભળ્યા બાદ અમે તે ઘરના પ્રત્યેક ઓરડાની અંદર પેશી પેશીને બહુ બારિકીથી શોધ ખોળ કરી. અને બીજા એક ઓરડાની અંદરથી બે છોકરીઓને ખોળી કાઢી. એમાંની એકની ઉમ્મર આઠ વરસના અને બીજીની અગિયાર વરસની હતી. તેમાંથી આઠ વરસની ઉમ્મરવાળી છોકરીને પૂછતાં વેંતજ તેણે કહ્યું, "મારૂં નામ ચાંદ છે." એ ચાંદનું બોલવું સાંભળીને કુલસમ તે ઠેકાણે આવીને ઉભી રહી, અને બોલી, "એનું નામ ચાંદ છે, અને બીજીનું નામ હામિદન છે; એ બંને સગી બેનો છે. કેટલાક માસ ઉપર એમની મા એ બંને છોડીઓને લઇને તેના

ઘરમાંથી બહાર નીકળી ગઈ–વંઠી ગઈ, અને આ કલુ-ટોલામાંજ વેશ્યાનો ધંધો કરીને દિન ગુજારવા લાગી. એમ કરતાં કરતાં તે મહાભારત દુષ્ટ રોગથી હેરાન થઈ પડી. અને તેથી તેનું પોતાનું તથા આ બે છો-ડીઓનું ઉદરપોષણ કોઈ પણ પ્રકારે નહિ કરી શ-ક્યાથી, તે બંને (છોડીઓ) ને તેણે મારા હાથમાં સોંપી દીધી. પછી તે સમયથી હું તે બંને જણી-ઓનું પ્રતિપાલન કરતી આવુંછું. એમની માએ એ પ્રમાણે કેટલાક દિવસ સુધી પીડા ભોગવીને આખરે આ દુનિઆનો ત્યાગ કર્યો છે. તે પછી થોડાક દિવ-સ ઉપર એ બે છોકરીઓનો બાપ, તેની સ્ત્રીની શોધ ખોળ કરતો કરતો આ ઠેકાણે આવ્યો હતો. તેના જાણવામાં આવી શક્યું કે, તેની સ્ત્રીનું મૃત્યુ થઈ ગયું છે, અને બંને છોકરીઓ મારે ત્યાં પળે છે. આવા સમાચાર સાંભળતાં વેંતજ તે મારી પાસે પણ આવ્યો હતો. અહિં આગળ આવ્યાથી તેના દીઠામાં આવ્યું કે હું તેની બંને દીકરીઓનું વિશેષ યત્નની સાથે પ્રતિપાલન કરૂં છું. એવી અવ-સ્થા જોઇને તે મારા ઉપર અતિશય સંતુષ્ટ થયો, અને બન્ને છોકરીઓને મારી પાસેજ રહેવા દેઇ, વાટ-ખરચી તરીકે થોડાક પૈસા મારી પાસેથી લઇને અ-

હિંથી ચાલ્યો ગયો છે. પછી તે સમયથી આ બંને
છોકરીઓ મારી પાસેજ રહી છે. એમના બાપનું નામ
અને તેનું રહેવાનું ઠેકાણું હું જાણતી હતી, પરંતુ
હાલમાં તે ભૂલી ગઇછું. જો યાદ આવી શકશે, તો
પાછળથી આપને કહી દેખાડીશ. બીજી કેટલીક છો-
કરીઓ, જે આપને જુદે જુદે ઠેકાણેથી મળી આવી
છે એમ કહોછો, તેમના વિષે હું કશુંએ જાણતી ન-
થી. કોઈ પણ છોકરીને મારી પાસેથી કોઇ પણ
કદિએ લઈ ગયું નથી."

કુલસમની વાત સાંભળી લીધા પછી હું હામિ-
દનને એકાંતમાં લઇ ગયો, અને તેનું ખરૂં નામ પૂ-
છયાથી જાણી શકયો કે, હામિદન નામ કુલસમે
પાડેલું છે; તેનાં માબાપે પાડેલું નામ તો બ્રહ્મા છે.
વળી બીજું એ પણ મારા જાણ્યામાં આવ્યું કે, કુ-
લસમે જે જે કહ્યું છે, તે સઘળું ખોટે ખોટુંજ છે,
અને ચાંદ તેની સગી બેન નથી. તે ચાંદ કોની
છોડી છે, તે વિષે બ્રહ્મા કંઈ પણ જાણતી નથી.

---

## પ્રકરણ ૫ મું.

કુલસમ અફુવાળીએ જેને જેને છોકરીઓ વ-

ચાતી આપી હતી, તેમના સંબંધમાં છાની તપાસ કર્યાથી જેટલું મારા જાણવામાં આવ્યું હતું, તેટલુંજ આમ ઉઘાડી તજવીજ કર્યાથી પણ માલમ પડયું. એમ કર્યાથી જૂદાં જૂદાં ઠેકાણેથી એકંદર એકવીસ છોકરીઓ મળી આવી, તે સર્વને એકઠી કરી, સાથે લેઇને હું થાણામાં ગયો.

હવે અમારે કરવાનું મુખ્ય કામ એ રહ્યું કે, કોણ કોણ માણસો એ સઘળી છોકરીઓને ક્યાંથી અને કેવા પ્રકારે હરણ કરી લાવ્યા છે, તેમનો પત્તો મેળવવો. એ અપરાધીઓને પકડવા, છોકરીઓને પૂછી જોતાં તેઓ તેમનાં રહેવાનાં ઠેકાણાં—ગામ ધામ વગેરે, અને તેમનાં માબાપનાં નામ ઠામ સંબંધી જેટલું કહી શકીઓ, તેટલું જાણી લેઇને, થાણાની અંદરથી ગંગાચરણ અને અબુલહુસેન નામના બે ડિટેક્ટિવ અમલદારોને બીજે દિવસેજ મેદિનીપુર મોકલ્યા, અને અહિં આગળનું—કલકત્તામાંનું—અગત્યનું સઘળું કામ કાજ જેટલું બની શક્યું તેટલું જલદીથી પૂરૂં કરી લેઈને, હું પણ તેમની પાછળ ગયો.

ઇ. સ. ૧૮૫૩ ની સાલના સપટેમ્બર મહિનાની ૧૯ મી તારીખે અમે મેદિનીપુર જીલ્લામાંના દાંતન થાણામાં જઇ પહોંચ્યા. જે વેળાએ અમે એ થાણામાં

ગયા, તે વેળાએ રાત્રિના નવથી ઓછા વાગ્યા નહિ હોય. એ રાત જો કે ઘોર અંધકારમય નહોતી, તોપણ આકાશમાં વાદળાંની ઘટા થઇ રહેલી હોવાથી, એવા રાતના વખતે દૂરનો કોઇપણ પદાર્થ બરાબર દેખી શકાતો નહોતો. તે છતાં એટલું તો મારા જોવામાં આવી શક્યું કે, એ દાંતન થાણાની નીચેજ સમુદ્રના જેવું ઘુઘવાટા કરતું પાણી ચારે તરફ ભરાઇ રહેલું છે. તે ઉપરથી એ શું છે તે વિષે તે થાણાના અમલદારને પૂછી જોતાં તેણે કહ્યું કે, "એ 'વિદ્યાધર' છે. અને એ વિદ્યાધર શું છે, તે કાલે સવારમાં જોશો."

પછી તે રાત્રે અમે તે થાણામાંજ રહ્યા. સવારે પથારીમાંથી ઉઠીને સૌથી પહેલાં વિદ્યાધરના તરફ નજર કરી. તે વેળાએ જણાયું કે તે એક વિશાળ તળાવ છે. એવડું મોટું તળાવ અગાઉ કદિપણ મેં જોયું હોય, એવું યાદ નથી. એમ લાગે છે કે ત્રણ હજાર વિઘા જેટલી જમીન પર તેનું પાણી પથરાયલું છે. એ તળાવના સંબંધમાં ઘણા જણની પાસેથી ઘણા પ્રકારની લોકવાયકાઓ સાંભળવામાં આવે છે; પરંતુ એનો ખરેખરો ઇતિહાસ કહી શકે, એવો એક પણ માણસ તપાસ કરતાં મળી આવ્યો નહિ.

તોપણ એ દાંતન ગામમાંના જે જે માણસને પૂછી જોયું, તેમણે સર્વેએ કહ્યું કે, એ વિશાળ તળાવની વચ્ચોવચ્ચ એક ખૂબ મોટું દેવમંદિર છે. અને ઉનાળાના દિવસોમાં આ વિદ્યાધરનું પાણી કંઇક કમી થઇ જાય છે, ત્યારે સર્વ કોઇ એ મંદિરનું શિખર જોઇ શકે છે. તે ગમે તેમ હો, અમે વિદ્યાધરના એવા સ્વચ્છ પાણીના વચ્ચોવચ્ચના એ દેવમંદિરને ઉદ્દેશીને પ્રણામ કરીને, દાંતન થાણામાંના એક સિપાઇને સાથે લેઇને ત્યાંથી આગળ ચાલી નીકળ્યા.

આરજુ નામની છોકરીને મોઢેથી અમે સાંભળ્યું હતું કે, તેનું ઘર બામુનખલસામાં છે. એ બામુનખલસા દાંતનથી ચૌદ માઇલ કરતાં ઓછું દૂર નહિ હોય; અને કેવળ મેદાનનાં મેદાન સિવાય ત્યાં જવા આવવાનો બીજો રસ્તો નથી. ગાડી પાલખી વગેરે મળવાની તો વાતજ ના કરવી. અમે દાંતન થાણામાંથી નીકળીને આશરે બે માઇલ જેટલાજ રસ્તે ગયા હોઇશું, એવામાં એકાએક વરસાદ ખૂબ ચડી આવ્યો, અને એવો મૂશળધાર વરસવા લાગ્યો કે, તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. એવી વેળાએ અમે મેદાનની અંદર કોઇ ઠેકાણે જઇને જરા ઊભા રહીએ, તેવું કશુંએ નહોતું. માત્ર

વચ્ચે વચ્ચે એકાદ બે ઝાડ આવ્યાં તેટલોજ આ-
ધાર હતો. પરંતુ વરસાદની ગર્જના એવી જોરભેર
થયા કરતી હતી કે તેથી વિજળી પડવાનો ઘણો ડર
રહેતો હતો, તેને લીધે, કોઇ ઝાડ તળે જઈને ઊભા
રહેવાની પણ હિંમત ચાલતી નહોતી. એવી રીતે
આશરે બે કલાક સુધી ધોધબંધ વરસાદ વરસ્યાથી
તમામ મેદાન પાણીથી એવું ડૂબડૂબાં થઇ ગયું કે,
તે જોઇને અમને તો એમજ લાગ્યું કે જ્યાં
સુધી નજર પહોંચે છે, ત્યાં સુધી વિદ્યાધર (પેલું
તળાવ) અમારી આગળ ફરી વળ્યું છે. આવી અ-
વસ્થામાં વરસાદના પાણીથી ભીજાતા અને તણાતા
તણાતા અમે તેજ મેદાનમાં થઇને ચાલવા માંડ્યું.
ધોતિયાં અંગરખાં વગેરે સઘળાં લૂગડાં તો પલળી
ગયાં હતાંજ, એટલે તે વિષેની તો કશીએ ચિંતા
અમારા મનમાં નહોતી. રસ્તામાં કોઇ ઠેકાણે ઘૂંટણ
સમાણું, કોઇ ઠેકાણે કમ્મરપૂર અને કોઇ ઠેકાણે વળી
ગળા સુધી પાણી પણ આવી જતું, તે સઘળું ડોહો-
ળતા ડોહોળતા અમે આગળ ચાલવા લાગ્યા.

એવી રીતે અમે ચાલ્યા જતા હતા, એવામાં
અમારા જોવામાં આવ્યું કે, એક ચોકીદાર–રાવણિયો
અમારી પાછળ પાછળ દોડતો આવે છે. તેને એમ

ઊંચે સાસે દોડતો આવતો જોઇને અમે જરા ઉભા રહ્યા, એટલે તે અમારી પાસે આવી પહોંચ્યો. તેને જોઇને, કાંતન થાણાનો જે સિપાઈ અમારી સાથે આવેલો હતો તેણે તેને પૂછ્યું, "કેમરે ! શું થયું છે?" તેના ઉત્તરમાં તે ચોકીદારે તેની ગામડિયા ભાષામાં એવું કહ્યું કે, વિજળી પડી છે, તેથી એક માણસ મરી ગયું છે. પણ અમે તો તેનું બોલવું જરાએ સમજી શક્યા નહિ, તેથી પેલા સિપાઇને પૂછ્યું કે, એ શું કહે છે ? ત્યારે તે સિપાઇએ અમને સમજણ પાડી કે, એ એવું કહે છે કે, વિજળી પડ્યાથી એક માણસ મરી ગયું છે. પછી અમે ત્યાંથી આગળ ચાલ્યા, અને અનેક કષ્ટે જેમ તેમ કરીને સપટેમ્બરની ૨૦ મી તારીખે બામુનખલસા ગામમાં જઇ પહોંચ્યા. ત્યાં આગળ તજવીજ કરીને આરજુની મા અલ્લારખીને ખોળી કાઢી. એ કમનસિબ સ્ત્રીનો ધણી કે છોકરો કોઈ પણ નહોતું; જેમાં ગણે તેમાં તેની એ એક માત્ર છોકરી આરજુ હતી. અને જે સમયથી તેણે એ આરજુને ખોઇ છે, તે સમયથી તે અન્ન જળ પરિત્યાગ કરીને, તેનાથી બની શક્યા પ્રમાણે અનેક સ્થળે શોધ ખોળ કરતી ફરી છે; પરંતુ કોઈ પણ ઠેકાણેથી પત્તો નહિ મળી શક્યાથી, છેવટે તે માંદી થઇને ખાટલામાં પડી

રહી છે. અમે જૂટને આરજુના સમાચાર તેને કહેતાં વેંતજ તેનો અડધો મંદવાડ તો જાણે મટીજ ગયો. તે ફરીને બેઠી થઈ, અને તેની આરજુની સઘળી હકીકત અમને પૂછવા લાગી.

પછી અમે એ ગામ છોડીને સલેમાનપુર જવાને નીકળ્યા. પ્યારી નામની છોકરીની ઉમ્મર જોકે માત્ર નવ વરસની હતી, તોપણ તેણે અમને કહી દીધું હતું કે, તેનું રહેવાનું ઠેકાણું સલેમાનપુરમાં છે. બામનખલસાથી એ સલેમાનપુર જતાં રસ્તામાં તોરકા ગામની અંદર થઈને જવું પડે છે. તેથી સપ્ટેમ્બર માસની ૨૧ મી તારીખે અમે એ તોરકા ગામમાં દાખલ થઈને, તે ગામના ચોકીદાર દામોદર પંડયાને બોલાવ્યો, એવી ધારણાથી કે, એને સાથે લઈ લીધાથી રસ્તામાં અમારે વધારે રખડવું પડશે નહિ. અમારો એવો અભિપ્રાય તે ચોકીદારને જણાવતાં, તે અમારી સાથે સાથે ચાલી નીકળ્યો. એ ગામમાંથી બહાર નીકળીને થોડેક દૂર ગયા પછી તેણે અમારી સાથેના પેલા—દાંતન થાણાના પોલીસ જમાદારને કહ્યું, "જમાદાર સાહેબ, મારા ભાઈની એક છોકરી ક્યાંક ચાલી ગઈ છે, તેનો કશોએ પત્તો મેળવી શકાતો નથી." એ ચોકીદારનું એવું કહેવું સાંભળીને મેં તેને પૂછયું કે,

"તારા ભાઇની છોકરીનું નામ શું છે, અને તેની ઉમ્મર કેટલી હશે ?" તેના ઉત્તરમાં તેણે કહ્યું, "એ છોડીનું નામ સૂયી છે, અને તેની ઉમ્મર ૭ સાત વરસથી વધારે હશે નહિ." તેનો આવો ખુલાસો સાંભળીને મેં તેને કહ્યું, "એ છોડીને સારૂ હવે તમારે ફિકર કરવી નહિ પડે. એ સૂયીને અમે શોધી કાઢી છે, અને તે અમારી દેખરેખ નીચે કલકત્તામાં છે." મારૂં આવું કહેવું સાંભળીને એ દામોદર (ચોકીદાર) કેટલો બધો ખુશ ખુશ થઇ ગયો, તે કહી શકાતું નથી. તેમજ જે છોકરીના સંબંધમાં તપાસ કરવાને અમે અસમર્થ થઇશું એમ ધાર્યું હતું, તેનો પત્તો આમ અનાયાસે મળી આવ્યાથી, અમે પણ કેટલા બધા આનંદિત થયા, તે અત્યારે શું કહીએ.

આવો અણધાર્યો બનાવ બન્યાથી અમે ત્યાં આગળથીજ પાછા વળીને ફરી પાછા તોરકા ગામમાં આવ્યા, અને દામોદરના ઘેર જઇને સૂયીની મા મહેશ્વરીને તેની છોડીના સમાચાર કહ્યા. એ મહેશ્વરીએ પોતાની દીકરીની ખબર પામ્યાથી અમને એટલા બધા આશીર્વાદ દીધા કે તે કહી શકાતા નથી. તેની કેટલીક વાતચીત અમે સમજી શક્યા, અને કેટલીકનો તો બિલકુલ અર્થ અમારા સમજવામાં

આવી શક્યો નહિ. (ગ્રામ્ય ભાષાને લીધે.)

## પ્રકરણ ૬ હું.

પછી તા. ૨૨ મી સપટેમ્બરને દિવસે અમે સલેમાનપુરમાં જઇ પહોંચ્યા. એ ગામમાં પ્યારીનો મામો ગોરાઇ વારિક રહેતો હતો. એ ગોરાઇ વારિકની સાથે મુલાકાત થયાથી અમારા જાણવામાં આવ્યું કે, તેની બેનની દીકરી એકાએક અલોપ થઇ ગયાથી–ખોવાઇ ગયાથી–તેણે તેનાથી બની શકી તેટલી તેની શોધ ખોળ કરી, પરંતુ તે છોડીનો કાંઇ પણ પત્તો તેનાથી મેળવી શકાયો નથી. તોપણ કોઇને કોઈ માણુસ તેને હરણ કરી ગયું છે–ચોરી લઈ ગયું છે–એ વાત તો સારી પેઠે તેના સમજ્યામાં આવી ગઇ હતી; તથાપિ તેનો કશો ઇલાજ તે કરી શક્યો નથી.

એ ગામની નજીકમાંજ કુંદરઇ ગામ છે. કલકત્તામાં કેટલીક છોકરીઓને પકડવામાં આવી છે, અને એ સઘળી છોકરીઓનાં સગાંવાહાલાંઓની શોધ ખોળ કરવાને સારૂ પોલીસના અમલદાર સલેમાનપુરમાં આવેલા છે, એવા સમાચાર સાંભળીને, એ કુંદરઇ ગા-

મના એક ચોકીદાર દુક્ષુ દલુઇએ પણ અમારી આગળ આવીને એવું જાહેર કર્યું કે, તેના ભાઈની એક નવ વરસની કૌશલ્યા નામની છોકરી એકદમ ગુમ થઈ જઇને ક્યાંક ચાલી ગઇ છે; અને બહુ બહુ તપાસ કર્યા છતાં પણ હજી સુધી તેના વિષે કાંઈ પણ સ્થિર નિશ્ચય થઇ શકતો નથી. એ દુક્ષુનું આવું કહેવું સાંભળીને મેં તેને કહ્યું, "એ છોકરીને સારૂ હવે તમારે કોઇ પણ પ્રકારની તજવીજ કરવી પડશે નહિ. તે હમારા હાથમાં આવી છે, અને કલકત્તામાં અમારી દેખરેખ નીચેજ છે." મારી વાત સાંભળીને દુક્ષુ બીજું કશુંએ બોલ્યો નહિ; પરંતુ તે ભોંયપર પડી લાંબો થઇને અમને પગે લાગીને દૂર જઇને બેઠો.

તે સમયે મારા મનમાં કંઈ કંઇ વિચાર થવા લાગ્યા. મેં ધાર્યું કે, આવી રીતે કોઇ છોકરી એકાએક ગુમ થઇ જાય અથવા ચોરાય, તો ગામના ચોકીદારોની ફરજ છે કે, તે વિષેની તજવીજ તેમણે કરવી. પરંતુ આ પ્રદેશમાં તો તેનાથી ઉલટુંજ જોવામાં આવેછે. ચોકીદાર લોકો પારકી છોકરીઓની તપાસ કરે, કે પોતપોતાની કન્યાઓનો પત્તો શી રીતે મેળવવો તેનીજ ફિકર અને તજવીજમાં રાત દિવસ રખડતા ફરે? વળી એમ રખડયા છતાં પણ તેઓ તે વિષેનો કશો નિર્ણય

કરી શકતા નથી.

પછી અમે તે ગામમાંથી નીકળીને તા. ૨૪ મી સપ્ટેમ્બરને રોજ એગ્રા થાણાના તાબાના આકલાબાદ ગામમાં જઇ પહોંચ્યા. એ ગામમાં સોના નામની છોકરીનો સ્વામી કૃષ્ણ પાઈન રહેતો હતો. જેવા અમે તે ગામમાં જઇ પહોંચ્યા, તેવોજ તે કૃષ્ણ આવીને હાથ જોડીને અમારા સામે ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે, "મારી સ્ત્રી સોનાને એકાએક કોઈ ક્યાંક લેઇ ગયું છે; અને તેની ઘણી શોધ ખોળ કરી તે છતાં હજી તે મળી આવી નથી." તેનું એવું કહેવું સાંભળીને મેં તેને કહ્યું, "હવે તારે કશી ચિન્તા રાખવા જેવું નથી. તારી સ્ત્રીને પણ અમે દુરાચારી મનુષ્યોના હાથમાંથી મુક્ત કરી છે."

મારૂં આવું કહેવું સાંભળ્યા છતાં પણ તે કૃષ્ણ અમારા સામેથી ખસ્યો નહિ, પણ પ્રથમની પેઠેજ સ્થિર ભાવથી ઊભો થઇ રહ્યો. તેના દેખાવ ઉપરથી એમ લાગ્યું કે, જાણે હજી પણ તે કોઇ વાત અમને પૂછવા ચહાય છે. તેની એવી રીત ભાત જોયાથી મેં તેને ફરીથી પૂછ્યું કે, "કેમ કૃષ્ણ, તારે બીજી કોઈ વાત પૂછવાની છે કે?"

તેણે કહ્યું, "હા, સાહેબ!"

મેં કહ્યું, "શી વાત પૂછવા ચાહે છે, તે કહે."

તેણે કહ્યું, "ધર્માવતાર! આપે આપની નજરોનજર સોનાને જોઇ છે કે?"

મેં કહ્યું, "હા, જોઈ છે."

તેણે કહ્યું, "તેણે 'ખાડુ' રાખ્યું છે કે કાઢી નાંખ્યું છે, તે શું આપે જોયું છે?"

તેનું આવું બોલવું સાંભળીને, હું, તે શું કહેવા માગે છે, તે કાંઈ સમજી શક્યો નહિ. 'ખાડુ રાખ્યું છે કે કાઢી નાંખ્યું છે,' એ વાતનો અર્થ શો હશે? 'ખાડુ' કોને કહેતા હશે? હું જાણું છું કે, ખાડુ એ એક પ્રકારનું ઘરેણું છે, તેજ શું એ હશે? આવી રીતે બે ચાર સામાન્ય તર્ક વિચાર કર્યા પછી મેં મારી સાથેના સ્થાનિક પોલીસ અમલદારને પૂછયું કે, "એ ખાડુની વાત શી કહે છે?" તેના ઉત્તરમાં તે અમલદારે એવું કહ્યું કે, "એ પ્રશ્નનો વિશેષ અર્થ છે. ખાડુ એ એક પ્રકારનું હાથે પહેરવાનું ઘરેણું છે. સોનાએ જો એ ઘરેણું તેના હાથેથી કાઢી નાંખેલું હશે, તો પછી આ કૃષ્ણ તેની તે સ્ત્રીને હવે પાછી ઘરમાં ઘાલી શકશે નહિ."

મેં પૂછ્યું, "એ વળી કેવા પ્રકારનો રિવાજ?"

તે અમલદારે કહ્યું, "વિવાહ સંબંધી આ પ્રદે-

શમાં એક નવાઈ જેવો રિવાજ ચાલે છે. શાસ્ત્ર પ્રમાણે લગ્નનું કામ પૂરૂં થઇ જાય તે પછી એક ખાડુ કન્યાના હાથે પહેરાવી દે છે. શક્તિ પ્રમાણે એ ખાડુ સોનાનું, પિત્તળનું, કાંસાનું અથવા જસતનું બનાવવામાં આવે છે. એ પ્રમાણે લગ્ન વખતે જે ખાડુ કન્યાના હાથે પહેરાવવામાં આવે છે, તે પછી તેણે મરતા સુધી પોતાના હાથે પહેરી રાખવું જોઇએ. અને જો કદાપિ સ્ત્રીનું મૃત્યુ થયા પહેલાં તેના સ્વામીનું મૃત્યુ થાય, તો તે વેળાએ તે ખાડુ તેણે કાઢી નાંખવું જોઇએ. પણ સ્વામી જીવતો હોય તે છતાં કોઈ પણ કારણ-થી જો એ ખાડુ સ્ત્રીના હાથેથી નીકળી જાય, તો તેથી તે સ્ત્રીનો સ્વામી જાણે મરી ગયો છે એમ સમજી લેઇને, એમના લગ્નનું બંધન તૂટી ગયેલું ગ-ણાય છે. કોઇ સ્વામી–સ્ત્રીને જો કદિ કોઈ પ્રકારનો અણુરાગ થાય, અથવા કોઇ પુરૂપ તેની સ્ત્રીનો ત્યાગ કરવાને ચાહે, તો તે સ્ત્રીના હાથેથી ખાડુ કાઢી લીધાથીજ તેમનું વિવાહનું બંધન છૂટી જાય છે, અને બંને જણ ફરીને વિવાહ–પુનર્લગ્ન–કરી શકે છે. તેજ પ્રમાણે સ્ત્રી પણ જો કદિ કોઈ પણ પ્રકારે તેના સ્વામીનાથી અસંતુષ્ટ થાય, અને તે સ્વામીને છોડી દેવાનું મન કરે, તો તે–સ્ત્રી–પોતાના હાથેથી

પેલું ખાડુ કાઢી નાંખી, સ્વામીને આપી દઇને, અનાયાસે તેનું ઘર છોડીને ચાલી જઈ શકે છે, અથવા ફરીને બીજા કોઇ પુરૂષની સાથે લગ્ન કરવાને પણ સમર્થ થઇ શકે છે.” તે અમલદારે આમ ખુલાસાથી સઘળી વાત કરી ત્યારે હું સમજી શક્યો કે, એક ખાડુના ઉપર આ લોક કેટલો બધો આધાર રાખે છે! સોનાને હાથે જો હજુ પણ તેના લગ્નનું એવું ખાડુ હશે, તોજ તે અત્યારે પણ આ કૃષ્ણુની સ્ત્રી છે. અને જો કદિ તેના હાથે ખાડુ નહિ હોય તો તેમનું બંનેનું વિવાહ-બન્ધન તૂટી ગયું છે, હવે તે કૃષ્ણુની સ્ત્રી તરીકે રહી નથી. આમ હોવાથીજ કૃષ્ણુ પૂછે છે કે, “હજુ પણ તેના હાથે ખાડુ છે કે નહિ?”

અમલદારની વાત સાંભળીને મેં વિચાર કર્યો કે કૃષ્ણુના પૂછવાનો ઉત્તર આપવો એ કાંઇ સહેલી વાત નથી. જો કહું કે સોનાના હાથે ખાડુ નથી, તો તેમની નાત જાતના ભયથી, આ-કૃષ્ણુ-તે સહાય વિનાની છોકરીને એકદમ તજી દેશે; અને જો એમ કહું કે, તેના હાથે ખાડુ છે, તો તેથી તેના હૃદયમાં આનંદનો પ્રવાહ જોરભેર વહેતો થશે; પરંતુ આખરે જો કદિ એ છોકરીના હાથે ખરેખરજ ખાડુ

જોવામાં નહિ આવે, તો પછી તે વેળાએ તેની દશા કેવી થઇ પડશે! આ પ્રમાણે અનેક પ્રકારની ઘડભાંગ કર્યા પછી મેં કૃષ્ણને કહ્યું કે, "જે બાબત વિષે તું મને પૂછે છે, તેનો ઉત્તર આપવાને હાલ હું અશક્ત છું. સોનાના હાથે ખાડુ છે કે નહિ, તે મેં બરાબર તપાસીને જોયું નથી. એક ખાડુને સારૂ તમારા લોકમાં આટલી બધી ગરબડ અને ચોળાચોળ ચાલે છે, એ વાત જો પહેલેથી મારા જાણવામાં હોત તો બરાબર લક્ષપૂર્વક તપાસી જુવત કે, તારી રૂપેના હાથે હજુ ખાડુ છે કે નહિ." મારો આવો ખુલાસો સાંભળ્યા પછી તેણે–કૃષ્ણે–બીજી કોઇ પણ વાત મને ના પૂછી. અમારાથી જરા દૂર જઇને બેશી ગયો.

---

## પ્રકરણ ૭ મું

આનિંદ નામની છોકરીનો બનેવી હટિક કરંગા કરીને હતો, તે પણ આ આકલાબાદ ગામમાંજ રહેતો હતો. અમે જેવા તે ગામમાં ગયા તેવાજ કૃષ્ણની પેઠે તે પણ અમારી આગળ આવીને ઊભો રહ્યો, અને અમારી પાસેથી સમાચાર પામી શક્યો કે, આનિંદને પણ અમે ખોળી કાઢી છે. એવા સમા-

ચાર સાંભળતાં વેંતજ તે આન્દિની મા દ્વિલિને એ બાબતની ખબર પહોંચાડવાને સારૂ ધસમસ્યો ત્યાંથી ચાલ્યો ગયો; પરંતુ એ આખા ગામની અંદર કોઇ પણ ઠેકાણેથી તેની ભાળ મળી શકી નહિ, કારણકે એ કમનસિબ બાઇ તો અદ્યાપિ પર્યન્ત તેની છોકરીની શોધ ખોળ કરવાને સારૂ ગામે ગામ રખડતી ફરતી હતી.

પછી ત્યાંથી અમે વરધા ગામ કે જે એ આકલાબાદથી બહુ દૂર નથી, ત્યાં આગળ જઇને, શ્રીમતી નામની છોકરીના બાપ ગૌર કૈવર્ત્ત, અને તેના ધણી સનાતન કૈવર્ત્તની સાથે મુલાકાત કરી. આ ઠેકાણે પણ ફરીને ખાડુની વાત નીકળી. પરંતુ તે વિશે મેં પેલા કૃષ્ણને જેવી જાતનો ઉત્તર આપ્યો હતો, તેવોજ ઉત્તર આ લોકોને પણ આપીને અમે ત્યાં આગળથી ચાલી નીકળ્યા.

તા. ૨૫ મી સપટેમ્બરને રોજ અમે ઘડીનો ચક નામના ગામમાં જઇ પહોંચ્યા. ચાંપી નામની છોકરીનું રહેવાનું ઠેકાણું આ ગામમાં હતું. તેના બાપનું નામ નંદ માઇતિ અને તેના બે ભાઇઓનાં નામ હારૂ માઇતિ અને ગોલોક માઇતિ હતાં. પરંતુ તજવીજ કરતાં એ ત્રણેમાંથી એક જણ પણ એ ગામમાંથી

મળી આવ્યો નહિ. અને મળે પણ શી રીતે? હજુ સુધી પણ તેઓ ચાંપીની ખોળંખોળા કરતા કરતા જુદે જુદે ઠેકાણે રખડતા ફરતા હતા.

એ ગામની નજીકમાંજ જફેલા ગામ છે. એ ગામ શિરોમણિ નામની છોકરીનું જન્મસ્થાન હતું. અમે એ ગામમાં જઇને એ છોકરીના ભાઇ દુર્વાગરિને ખોળી કાઢીને તેની સાથે ખપજોગ વાતચીત કરી. તે પોતાની બેનનો પત્તો મળ્યાના સમાચાર સાંભળી અતિશય આનંદ પામ્યો.

એવી રીતે અમે દાંતન અને એગ્રા થાણાંના તાબાનાં અનેક ગામોમાં ફરીને જે ભયાનક દેખાવ દીઠો હતો, તેનો કિંચિત્ આભાસ અત્રે વાંચનારાઓને જણાવ્યા વિના રહી શકાતું નથી. "દુકાળ" એવો શબ્દજ માત્ર આપણે વચ્ચે વચ્ચે-વખતો વખત સાંભળતા આવીએ છીએ, અને વર્ત્તમાનપત્રોમાં તેના સમાચાર વાંચીએ છીએ. પરંતુ ખરેખરો દુકાળ પડ્યાથી કેવી જાતની અવસ્થા થઇ પડે છે, તે આપણી આંખોથી કદિ જોવા પામતા નથી. જે વખતે હું નાનો હતો, તે વખતની વાત મને સારી પેઠે સાંભરે છે કે, એક વરસ મારા જન્મસ્થાન નદીયા જીલ્લામાં ચોખાનો ભાવ દોઢ બે રૂપિયા પરથી વધીને રહેતે

રહેતે સાત રૂપિયા સુધી ચડયો હતો. ગરીબ લોકોને તે વેળાએ અત્યંત દુઃખ પડયું હતું ખરૂં, પરંતુ ચોખાની આમદાની યથેષ્ટ–જોઇએ તેટલી–ઘણી–હોવાથી, કોઇ પણ માણસને અન્ન વિના ઉપવાસી રહી મરવું પડયું નહોતું. વળી નવું ધાન્ય પાકવાના બહુ થોડા દિવસ બાકી હતા, તેવે વખતેજ એવી અવસ્થા થઇ પડી હતી. આવા અવસરનેજ આપણે ભયાનક દુકાળ કહેતા રહીએછીએ. પરંતુ, વાંચનાર સજ્જનો! જો તમે આ અમે ફર્યા તે પ્રદેશની હાલત તમારી નજરોનજર જુવત, તો તમારી આંખોમાંથી આંસુ પાડયા વિના તમારાથી કોઇ પણ રીતે સ્થિર રહી શકાત નહિ. જેમનાં હૃદય પત્થર કરતાં પણ કઠણ, જેઓ અન્યને સારી રીતે વિપત્તિમાં સપડાવી શક્યાથી મનમાં આનંદ પામે, જેઓ માણસ જાતને ફાંસીને લાકડે લટકાવીને પરિ-તાપને બદલે પારિતોષિક એટલે ઇનામની આશા રાખે, તેવા માણસોની પંક્તિમાં અમે હોવા છતાં પણ, ત્યાંની અવસ્થા દેખીને અમારી આંખોમાંથી પણ આંસુની ધારાઓ વહી હતી. ત્યાં આગળનાં માણુસ માત્ર હાડકાં પાંસળાં નીકળી આવેલાં–સૂકાઇને સળ વળી ગયેલાં દુર્બ-ળ અને ચાલવાની શક્તિ વિનાનાં હતાં. જેમની પાસે પૈસા નહોતા તેમની, અને પૈસાદારની, એ બંનેની

અવસ્થા લગભગ એક સરખીજ હતી. નિર્ધન મા-
ણસોનું માનવું એવું હતું કે તેમની પાસે ધન ધાન્ય
નથી, તેથી કરીને તેમને ભૂખે મરવું પડે છે: પરંતુ
ધનવાન લોકોની પાસે પૈસા હોવા છતાં પણ ચોખા-
ની-અનાજની તંગીને લીધે તેમને પણ ઉપવાસ
કરીને મરવું પડે છે. જો કદિ કોઇ માણસ મજુરોને
માથે ઉપડાવીને અથવા બળદની પીઠ પર લાદીને-
પોઠીઓ ભરીને, મેદિનીપુર શહેરમાંથી અથવા
બીજા કોઇ પણ ઠેકાણેથી ચોખા અથવા બીજી કોઇ
ખાદ્ય ખોરાકીની ચીજ તે પ્રદેશની અંદર આણે,
તો તે ખરીદ કરી લેવાને સારૂ કેટલા બધા લોકો
ત્યાં આગળ આવીને ખડા થઈ જાય, તેમની ગણ-
તરી કરવી પણ મુસ્કેલ પડે. અને વેચવા આવનાર
પણ એવો સારો લાગ મળ્યાથી, જેની પાસેથી
જેટલું મૂલ લેઈ શકાય, તેની પાસેથી તેટલું પડાવ-
વામાં આઘું પાછું ના જુવે. એવી અવસ્થામાં આવી
પડયાથી, કેટલા બધા લોકો બાઇડી છોકરાં સહિત
ઉપવાસ કરી કરીને મરી જાય છે, તેનો હિસાબ અમે
નથી કર્યો. પરંતુ અમારી પોતાની આંખોથી જે
જોયું છે, તે ઉપરથી કહી શકીએ છીએ કે, તળાવો
વગેરેની અંદર 'નાળો' વગેરે અનેક પ્રકારના વેલા

અને શાકભાજીઓ જો પુષ્કળ થતાં ના હોત, અને સરગવા નામનાં વૃક્ષો પર પુષ્કળ પાંદડાં અને શિંગો જો કદિ ના થતાં હોત, તો ગરીબ લોકોની અવસ્થા એથી પણ કેવી ખરાબ થાત, તે અમારાથી કહી શકાતું નથી. ઘણા જણાને મ્હોડેથી અમે સાંભળ્યું છે, અને અમારી નજરોનજર પણ જોયું છે કે, તે સમયે કેટલા બધા લોકો શાક ભાજી અને પાંદડાં ખાઇને જીવતા રહી ગયા છે, તેનો શુમાર નથી.

એવા દુકાળથી પીડા પામી રહેલા પ્રદેશમાં જઈ પડવાથી અમે પણ કાંઈ આહારનું–ખાધાપીધાનું–દુઃખ બિલકુલ નથી ભોગવ્યું, એમ કાંઇ નથી. ત્યાં જતી વેળાએ અમે કાંઇ એવું જાણી શકયા નહોતા કે, વાજબી મૂલ આપ્યા છતાં પણ તે પ્રદેશમાં ચોખા નહિ મળે. પરંતુ ત્યાં ગયા પછી જ્યારે એવો મામલો જોયો, ત્યારે અમારે ચોકીદારોની ડાગ બેસાડીને ખાવા જોગ ચોખા મગાવી લેવા પડયા. અમારી સાથે એક બ્રાહ્મણ રસોઇઓ હતો, તેણે રસોઇ તૈયાર કરી. એ રસોઈ કરતાં એને જેટલો વખત લાગ્યો, તેટલા વખતની અંદર તો એકેએકે કરીને ઘણા માણસો ત્યાં આગળ આવીને બેઠા. અને શા કારણસર તેઓ બધા એ પ્રમાણે ત્યાં આગળ આ-

વીને બેઠા છે, તે પૂછ્યા છતાં પણ તેમણે કશોએ જવાબ ના દીધો. પરંતુ પછી જ્યારે જોયું કે, અમે જ્યારે જમવાને સારૂ બેઠા, ત્યારે તે બધાએ ઉઠીને અમારી આસપાસ વિંટાઇ વળીને ઉભા રહ્યા. અને કોઈ કહેવા લાગ્યો કે, "ધર્માવતાર! મને એક મૂઠી અન્ન આપો; એક મહિનો થયાં મેં અન્નનું મ્હોડું જોયું નથી!" ત્યારે વળી બીજો કોઇ એમ બોલ્યો કે, "પંદર દિવસ થયાં મેં ખાધું નથી!" અને કોઇ એમ પણ કહેવા લાગ્યો કે, "મારો એક નાનો છોકરો શાક પાંદડાં ખાઇ શકતો નથી, તેથી આપ એક મૂઠી અન્ન આપીને તેના જીવનની રક્ષા કરો!" એવી રીતે કોણ જાણે કેટલાએ લોકોએ કેટલી કેટલી વાતો કહી, તે અમે કહી શકતા નથી. પરંતુ તે લોકોની એવી કાળજું કાપી નાંખે તેવી વાતો સાંભળીને, અમારાં હૃદય જાણે કપાઈ જઇને, અમારી ભૂખ તરશ જતી રહી. તૈયાર થયેલી રસોઇમાંથી એ લોકોને એક એક મૂઠી આપતાં આપતાં અમારૂં સઘળું ખાવાનું પૂરૂં થઇ ગયું, તેથી કરીને તે દિવસે અમે પણ કાંઈ ખાવા પામ્યા નહિ. તે પછી બીજે દિવસે પણ પાછું એમજ થયું. અમારે માટે જેટલા અન્નની જરૂર હતી, તેના કરતાં લગભગ દસગણું અનાજ

રંધાવ્યું, તે છતાં પણ અમે પેટ ભરીને ખાવા પામી શકયા નહિ. જે કેટલાક દિવસ અમે એ પ્રદેશની અંદર હતા, તે સઘળા દિવસ એવીજ રીતે અમારે કાઢવા પડયા હતા. અમારા સર્વની પાસે જે કાંઈ પૈસા હતા, તે પણ એવી રીતે થયાથી પૂરા થઇ ગયા. ખેર! ગમે તેમ હો, પરંતુ તે સમયે તે પ્રદેશની અંદર જે જે દેખાવ જોઇ આવ્યો છું, તે જ્યાં સુધી હું જીવતો રહીશ ત્યાં સુધી, તેમાંનો કોઇ પણ દેખાવ ભૂલવા પામીશ નહિ.

અમે જફોલા ગામથી નીકળીને તા. ૨૭ મી સપટેમ્બરને રોજ એથ્રા ગામમાં જઇ પહોંચ્યા. એ ગામમાં શારદા નામની છોકરીનો ધણી આનંદદાસ અને તેની–છોકરીની–માતા ગુરૂવારિ અમને મળ્યાં. પોતાની છોકરીના સમાચાર મળ્યાથી ગુરૂવારિ અતિશય આનંદ પામી, અને તેની કુશળતાના સમાચાર પૂછ્યા. પરંતુ આનંદદાસે તો એવી સઘળી વાતો કર્યા પહેલાં સૌથી પ્રથમ ખાડુની વાત અમને પૂછી જોઈ.

માનુ વારિક નામે બ્રહ્મા છોકરીનો પિતા હતો, તેને અમે કાવઢિયા ગામમાં જઇને મળ્યા. એ માનુ વારિક તેની છોકરીના સમાચાર જાણીને બહુજ ખુશી થયો, અને ત્યાર પછી જે કેટલાક દિવસ સુધી અમે

એ પ્રદેશની અંદર રહ્યા ફર્યા, તે સઘળા દિવસ સુધી તે અમારી સાથેને સાથેજ રહીને અમારી બરદાશ ચાકરી કરવા લાગ્યો

એવી રીતે જેટલી બની શકી તેટલી છોકરીઓ-નાં સગાં સંબંધીઓની શોધ ખોળ કરીને તથા ભાળ મેળવીને, છેવટે અમે કયા કયા માણસો એ છોકરીઓને ઉઠાવીને અથવા ચોરીને લેઈ ગયા હતા, તેમનો પત્તો મેળવવામાં રોકાયા, અને બહુ બહુ કષ્ટ અને પરિશ્રમ વેઠ્યા પછી અપરાધીઓને પકડી કાઢીને તેમનો ઈનસાફ થવાને સારૂ સરકારમાં રજૂ કરી દીધા. કેવા કેવા ઉપાય આદરીને, કયે કયે ઠેકાણેથી, કયી કયી છોકરીઓને કાઢી લઈ જવાને સારૂ, કોને કોને પકડ્યા, તેનું વિગતવાર વર્ણન કર્યાથી આ કહાણી અતિશય નિરસ થઇ જવા છતાં તેનું કદ પાછું બહુ વધી પડશે; અને તેથી વિચારવાન વાંચનાર સંતુષ્ટ નહિ થતાં અસંતુષ્ટજ થવાના. આવા ભયથી એવી બધી બાબતોનું વિસ્તારથી વિવેચન કરવાનું છોડી દીધું છે.

## પ્રકરણ ૮ મું.

મેદિનીપુર જઇને છોકરીઓનાં સગાં વહાલાંઓ-

ની તજવીજ કરવામાં રોકાયા પહેલાં અહિંઆં-કલકત્તામાં-જ એક છોકરીનું ઠેકાણું જડી આવ્યું હતું, એ વાત અગાઉ કહેવાની ભૂલી ગયો છું.

પાંચી નામની જે છોકરી ફાતમાના ઘરમાંથી મળી આવી હતી, તેનું રહેવાનું ઠેકાણું કાળીઘાટની નજીકના ટાલિગંજ નામના મ્હોલ્લામાં હતું. તેને તેના સ્વામી સિવાય બીજું કોઈ પણ સગું સંબંધી નહોતું. કુલસમ અને માતુ નામની બે સ્ત્રીઓએ તેને ત્યાં આગળથી ઉઠાવી લાવીને કલકત્તામાં-શહેરમાં-આણી હતી. કેવી રીતે તેને ઉઠાવીને આણી હતી, અને તેના ઉપર કેવી રીતનો જુલમ ગુજાર્યો હતો, તે, તે પોતેજ વાત કરતી હોય તેવી રીતે આગળ બીજા ભાગમાં લખવામાં આવશે.

એ પાંચીને હરણ કરી લાવવા, વેચવા, અને વેચાતી રાખવાના અપરાધને સારૂ કુલસમ, માતુ અને ફાતમાને તોહોમતદારો ગણીને તેમને માજીસ્ટ્રેટ સાહેબની આગળ મોકલવામાં આવી હતી. અને માજીસ્ટ્રેટ સાહેબે જરૂર જોગ પૂરાવો વગેરે લેઇને, તે ત્રણે સ્ત્રીઓને શેશનમાં મોકલાવી હતી. ત્યાં શેશનમાં એ તોહોમતદારોની તરફેણમાં ઉત્તમ ઉત્તમ વકીલ બારિસ્ટરોએ બહુ બહુ દલિલો રજુ કર્યા છતાં, જ્યુરિના

અભિપ્રાય પ્રમાણે તે સર્વે અપરાધી સાબિત થયા-થી, તેમને દરેક જણીને સાત સાત વરસના કેદખા-નાની સજા થઈ.

મેદિનીપુર જીલ્લામાંથી જે જે છોકરીઓ હરણ કરવામાં આવી હતી, તે સઘળી છોકરીઓનો મુકરદમો મેદિનીપુરમાંજ ચાલ્યો. જે જે છોકરીઓનું હરણ કરવાના અને તે કામમાં મદદ કરવાના અપરાધને સારૂ જે સઘળા માણસોને પકડીને ગુનેગાર તરીકે ગણવા-માં આવ્યા હતા, તેમનાં નામ નીચે આપ્યાં છે:—

બ્રહ્મા નામની છોકરીને હરણ કરવાનું અને તે કામમાં મદદ કરવાનું કામ કરનાર—કુચિલ ચંડ, હરિ ચંડ, ગોપી ચંડ અને મહેન્દ્ર ચંડ, એ ચાર જણ હતા.

આન્દિ નામની છોકરીને હરણ કરી હતી વીરૂ ઘોષે, અને તે કામમાં તેને મદદ કરનાર ચાંપા બેવા હતો.

પ્યારી અને સૂચી નામની છોકરીઓને હાડો ચંડ નામના માણસે હરણ કરી હતી, અને તે કામમાં તેને મદદ કરી હતી ઉપર જણાવેલા ગોપી ચંડે.

કૌશલ્યા નામની છોકરીને મેદિનીપુરથી હરણ કરી લાવીને કલકત્તામાં આણનાર વિશુદાસ નામનો માણસ હતો; અને એ વિશુદાસને સહાયતા કરી હતી મતિ વૈષ્ણવીએ.

કૃત્તિવાસ ચંડ અને કુચિલ ચંડ નામના બે માણસો આરજુ નામની છોકરીને તેના સ્વામીના ઘરમાંથી હરણ કરીને, કલકત્તામાં લાવી કુલસમની પાસે વેચીને ચાલ્યા ગયા હતા.

શિબુ માઝા નામનો શખ્સ શ્રીમતી નામની છોકરીને હરણ કરીને તેને કલકત્તામાં લાવ્યો હતો. એ શિબુને સાહાય કરવામાં બીજા જે જે માણસોએ ભાગ લીધો હતો, તેમનાં નામ તપાસ કર્યા છતાં મળી આવ્યાં નહિ, તેથી તેઓને પકડી શકાયા પણ નહિ.

ચાંપી છોકરીને ઉપર કહેલા હાડો ચંડે હરણ કરીને આણી હતી, તેથી તે છોકરીના મુકરદમામાં કેવળ એકલો હાડોજ તોહોતમદાર તરીકે હતો.

શિરોમણિ નામની છોકરીને હરણ કરી હતી ઉપર કહેલા હાડો ચંડે, અને એ હાડો ચંડને સંપૂર્ણ રીતે સાહાયતા કરી હતી ભૂટી બેવાએ. તેથી હાડો ચંડ આ મુકરદમાના સંબંધમાં પણ પકડાયો, પરંતુ ભૂટી તો તે પ્રદેશમાં પોલીસના માણસો તપાસ કરવા આવ્યા છે એવા સમાચાર જાણી શક્યાથી, તેનું ઘરબાર વગેરે છોડી દઈને ત્યાંથી પલાયન કરી ગયો છે; અને ઘણી શોધ ખોળ કર્યા છતાં પણ તેને પકડી શકાયો નથી. હજી પણ તે ભાગતો ને સંતાતોજ ફરે છે.

સોના નામની છોકરીને હરણ કરી જવાને માટે પકડાયો ઉપર જણાવેલો વીરૂ ઘોષ, અને એ કામમાં તેને સહાયતા કર્યાના અપરાધને સારૂ તે મુકરદમામાં તોહોમતદાર ગણાયાં શચી શુકલાણી અને આનન્દ પંડિત એ બે જણાં.

શેખ નિયામત, અને શ્યામા એવા, એ બે જણે બીજી પણ કેટલીક છોકરીઓને હરણ કરેલી હતી, તેથી તેઓને પણ ગુનેગાર ગણીને પકડવામાં આવ્યાં.

એવી રીતે, સઘળી છોકરીઓને હરણ કરીને લેઇ જવાના કામમાં જે જે માણસોએ ભાગ લીધો હતો, તેઓમાંના લગભગ સર્વેને પકડી આણીને સરકારની દેવડીએ રજૂ કરવામાં આવ્યા ખરા; પરંતુ તેમનો ઇનસાફ કરવાની વેળાએ એક નવો સવાલ ઉત્પન્ન થઇ આવ્યો. ન્યાયાધિશો–માજીસ્ટ્રેટો વગેરે–માંના કોઇ-એ એવું કહ્યું કે, જ્યારે એ છોકરીઓને કલકત્તામાંથી શોધી કાઢવામાં આવી છે, ત્યારે તે સઘળીઓનો ઇનસાફ પણ કલકત્તામાંજ થવો જોઇએ. અને કોઇએ એવું કહ્યું કે, જ્યારે મેદિનીપુર જીલ્લામાંથી સઘળી છોકરીઓનું હરણ થયું છે, ત્યારે પછી તેમનો ઇનસાફ મેદિનીપુરમાં ના થતાં, કલકત્તામાં થાય શી રીતે? એવી રીતના અનેક તર્કવિતર્ક અને લખાપડી થયા પછી,

આખરે એમ નક્કી થયું કે, એક માત્ર પાંચી છોકરીના મુકરદમા સિવાયના સઘળી છોકરીઓના મુકરદમા મેદિનાપુરમાં ચાલશે; અને મેદિનીપુરના જીલ્લા માજી- સ્ટ્રેટ સાહેબ પોતે એ મુકરદમાઓનો ઈનસાફ કરશે.

આ પ્રમાણે એ મુકરદમાઓ ચાલવાનું શરૂ થાય તે પહેલાંજ મેં સઘળી છોકરીઓને (પાંચી સિવાય) કલકત્તામાંથી મેદિનીપુર મોકલાવી દીધી હતી. અને ત્યાર પછી સમય પ્રમાણે હું પણ ત્યાં જઇને હાજર થયો. એ મુકરદમાઓનું કામ ચાલ્યા પહેલાં થોડા વખત પર હું જ્યારે મેદિનીપુર ગયો હતો, ત્યારે તે શહેરની અવસ્થા અતિશય શોચનીય હતી. મ્યાલે- રિયા રોગથી–એક પ્રકારના ઝેરી તાવથી–એ શહેર એવું પાયમાલ થઇ ગયું હતું કે, સાજું અને સબળ માણસ એક પણ મારા જોવામાં આવ્યું નહિ. તે શહેરના બીજા માણસોની વાત તો શી કહું, પણ ત્યાં જઇને મેં જોયું કે, મારી મોકલેલી સઘળી છોક- રીઓ માંદી પડેલી છે, અને એ છોકરીઓના પિતા, માતા, સ્વામી, પડોશીઓ અને સગાં સંબંધીઓ વ- ગેરે જે જે માણસોનો એ સઘળા મુકરદમાઓની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ હતો, તેઓ સર્વેએ દુબળા પાતળા બની જઇને મ્યાલેરિયાનો પ્રબળ પ્ર-

કોપ સહન કરે છે. વળી જેલની અંદર તોહોમતદારો પણ સાજા નથી. કેદખાનામાં પૂરાયેલા હોવા છતાં પણ તેઓ મ્યાલેરિયાના હાથથી નિસ્તાર પામી શકયા નહોતા. તેમજ જે સકળ સ્થાનિક પોલીસના અમલદારોએ એ સઘળા મુકરદમાઓ સંબંધી તજવીજ કરવાના કામમાં ભાગ લીધો હતો, અને મેં મોકલેલા અગાઉ જણાવેલા જે એ ડિટેકિટવ અમલદારોએ એ સ્થાનિક પોલીસના અમલદારોને મદદ કરી હતી, તેઓ પણ એવા પ્રબળ મ્યાલેરિયાના હાથથી છૂટવા પામ્યા નહોતા. તે સર્વેની એવી અવસ્થા જોઇને મારા મનમાં અતિશય ભય ઉત્પન્ન થયો. પરંતુ હું શું કરી શકું! જ્યારે પરાધીન નોકર છું, ત્યારે પછી અનિચ્છા છતાં પણ મારે ત્યાં આગળજ રહેવું પડયું.

માજીસ્ટ્રેટ સાહેબ જે સમય જિલ્લાની અંદર ફરતા હતા, તેજ સમયે એ છોકરીઓ વાળા મુકરદમાઓનો ઇનસાફ થવાનું નક્કી થયું, અને એ પણ જાહેર કરવામાં આવ્યું કે, જ્યારે શાલબુનિ નામના સ્થળે માજીસ્ટ્રેટ સાહેબનો મુકામ અવશે, ત્યારે એ સંબંધી કામનો આરંભ થશે.

શાલબુનિ એ મેદિનીપુર શહેરેથી બહુ દૂરનું સ્થળ નથી; આશરે પાંચ સાત કોસથી વધારે છેટે

નહિ હોય, એમ લાગે છે. તે છતાં, શહેરથી એટલા નજીકમાં એવું સારૂં સુખાકારી ભરેલું સ્થળ છે, એ વાત, એમ લાગે છે કે, ઘણાકના તો જાણવામાં પણ નહિ હોય. સૌ કોઈ સાંભળીને આશ્ચર્ય પામશે કે, એ સ્થળના જેવું સુખાકારી ભરેલું બીજું કોઈ સ્થળ, મેદિનીપુર જિલ્લામાં તો શું, પણ બીજા અનેક જિલ્લાઓની અંદર પણ છે કે નહિ, એ સંદેહ ભરેલું છે. એ શાલબુનિ એક સામાન્ય ગામડું છે. પરંતુ એની ચારે તરફથી શાલ-સાગ-નાં વૃક્ષોનાં જંગલોની શરૂઆત થઇને ઘણે દૂર સુધી તે જંગલો વ્યાપી રહેલાં છે. એ સઘળાં જંગલો જોયાથી તે જંગલ હોય એમ લાગતું નથી; પણ જાણે ઘણા યત્નથી રોપેલાં તથા બહુ કાળજી અને પરિશ્રમથી ઉછેરીને મોટાં કરેલાં ગીચોગીચ વૃક્ષોની હારો ને હારો હોય એમ જણાય છે. એ જંગલોની પડોશમાંજ ઉડુપ-ચંદ્રનું-જંગલ છે, એવી વાત પણ તે પ્રદેશના કોઈ કોઈ માણસો કરે છે. એ જંગલોની અંદર કોઈ ઠેકાણે એક ઝરો છે, તે ઠેકાણેથી પાણી વહી આવીને તેણે એક નાની નદીનો આકાર ધારણ કર્યો છે, અને તે રહેતે રહેતે આગળ વધીને શાલ-બુનિ ગામની અંદર થઇને જાય છે. કાં હુનાળામાં કે કાં ચોમાસામાં, સકળ સમયે એમાં એકજ રીતનો

પ્રવાહ વહેતો રહે છે, અને પાણીમાં પણ ઘટારો વધારો થતો નથી. લોકોને મ્હોડેથી એ શાલવનિ સંબંધી નાના પ્રકારની વાતો સાંભળીને મનમાંને મનમાં એ જંગલો જોવાની બહુજ ઇચ્છા થઈ આવી, તેથી એક દિવસ અવકાશ મળવાથી તેની અંદર પ્રવેશ કર્યો. આપણા લોકના સ્વભાવ પ્રમાણે એકલાજ એ સાગવનમાં પ્રવેશ કરતાં બહુજ ડર લાગ્યો. પરંતુ મારી પાસે માણસોની કાંઇ ખોટ નહોતી. સિપાઇઓ, સાક્ષીઓ અને ગામની અંદરના અમારા મદદગાર માણસો વગેરે એકઠા મળ્યાથી જોયું તો, અમે પચાસ જણથી ઓછા થયા નહિ. પછી આ સઘળા માણસો સાથે મળીને ધીરે ધીરે એ જંગલની અંદર પેઠા. લગભગ એક માઇલ સુધી તો કેવળ સાગનાં વૃક્ષો સિવાય બીજું કંઇ પણ જોવામાં આવ્યું નહિ. પણ તે પછીથી સાગનાં વૃક્ષોની વચ્ચે વચ્ચે નાના પ્રકારનાં સુસ્વાદુ ફળવાન વૃક્ષો પણ પુષ્કળ દેખાયાં. કોઈ કોઈ પ્રકારનાં ફળ તો અમે જોયું કે અસમયે —મોસમ વિના—પણ પાકી રહેલાં છે. એમાંનાં કેટલાંક ફળો પાડીને ખાધાથી અમે બહુ તૃપ્ત થઇ ગયા. એવી રીતે કરતા કરતા બીજા એક માઇલ સુધી આગળ ગયા પછી અમે સઘળા ત્યાંથી પાછા ફર્યા.

વાંચનાર સજ્જનો સાંભળીને આશ્ચર્ય પામશે કે, એ ઠેકાણે અમને ગયાને બે ચાર દિવસ થતાંજ છોકરીઓ, તોહોમતદારો, સાક્ષીઓ અને અમલદારો તથા સિપાઇઓ વગેરે સર્વે જણનો તાવ મટી ગયો. અને પાંચ સાત દિવસના અંદર તો સઘળાઓને તેમની પહેલાંની તંદુરસ્તી પાછી પ્રાપ્ત થઇ.

આ ઠેકાણે કેટલાક દિવસ સુધી રહીને માજીસ્ટ્રેટ સાહેબે (અમારા) સઘળા મુકરદમાઓનો ઇનસાફ કર્યો. સઘળા તોહોમતદારો ગુનેગાર શાબિત થયા, અને તેમને સર્વેને બે વરસથી તે દશ વરસ સુધીના કેદ-ખાનાની સજા થઇ.

અહિં સુધી અમે આ સઘળા મુકરદમાઓમાંની જે છોકરીઓને શોધી કાઢી હતી, તેમનું મુખ્ય મુખ્ય વર્ણન વાંચનારાઓની આગળ કર્યું. હવે એ છોકરીઓમાંની પાંચ છોકરીઓને કેવી રીતે હરણ કરી હતી, તથા આખરે કેવી રીતે તેમને નિન્દિત પાપ કર્મમાં નાંખવામાં આવી હતી, તેનું કંઇક વિસ્તાર પૂર્વક વર્ણન કરીશું. એ વર્ણન તે છોકરીઓ જાણે તેમના મ્હોડેથી તેમની વાતો કહેતી હોય તેવી રીતે લખ-વામાં આવ્યું છે.

---

# પંચ બાલિકા.

## ભાગ ૨ જો.

### પાંચ છોકરીઓનું વિસ્તાર પૂર્વક વર્ણન.

( છોકરીઓ પોતેજ કહે છે. )

---

## પ્રકરણ ૧ લું.

### પહેલી છોકરીની હકીકત.

મારૂં નામ પાંચી છે; અને જાતની હું બાગદી છું. મારી ઉમ્મર બાર વરસની હશે. મારાં માબાપ વગેરે કોઈ પણ નથી. છેક નાનપણમાંજ કાળી ઘાટના જીલ્લામાં ( મોટા શહેરનો એકેકો ભાગ એકેકો જીલ્લો કહેવાય છે ) રહેતા હરિ બાગદી નામના જુવાનની સાથે મારૂં લગ્ન થયું છે. એ લગ્ન થયા પછી થોડા દિવસની અંદરજ મારાં માબાપ મરી ગયાં, તેથી પછી તે દિવસથી હું મારા ધણીના આશ્રયમાંજ

રહું છું. જેમ મારે બીજું કોઇએ નથી, તેમ મારા ધણી હરિને પણ મારા સિવાય બીજું કોઇપણ સગું વ્હાલું નથી. અમે બંનેએ નીચ વંશમાં જન્મેલાં છીએ, અને અમારી અવસ્થા પણ કાંઈ બહુ સારી નથી; તથાપિ મારો ધણી હરરોજ જે કમાઇ કરી લાવે છે તેનાથી વગર અડચણે અમે અમારૂં ગુજરાન અને સંસાર વહેવાર ચલાવીએ છીએ. અમારૂં પોતાનું ઘર છે. મેં સાંભળ્યું છે કે, મારી ઉમ્મર જ્યારે ચાર વરસની હતી, ત્યારે મારૂં લગ્ન થયું હતું. અને એ લગ્ન થયા પછીથી આઠ વરસ થયાં હું અને મારો ધણી એકઠાંજ રહેતાં આવીએ છીએ, તે છતાં કોઇ પણ દહાડો અમારે બંનેને જરાએ કંકાસ કે ટંટો તકરાર થયાં નથી. અમે જાતનાં તો બાગૂદી છીએ ખરાં, પરંતુ આજદિન સુધીમાં મારાં કે મારા ધણીનાં આચરણ જોઇને પાડાપાડોશીઓમાંના કોઇએ પણ કદિ એમ ધાર્યું નથી, કે અમે બાગૂદી છીએ. એ સઘળું ગમે તેમ હો, અત્યારે તો હું મારી હાલની વિતક વાર્તાજ કરવા ચાહું છું. તે એવી છે કે, આશરે દોઢેક માસ ઉપર એક દિવસ મારો ધણી ખાઇપી પરવારીને તેના નિયમિત કામે બહાર ચાલ્યો ગયો હતો. રસોઈ વગેરે કરવાનું સઘળું ઘરકામ હુંજ કરતી હતી, એ

કહેવાની તો જરૂર જોતી નથી. મારો ધણી સવારમાં વહેલો કામ પર જતો હતો, તેથી હું વહેલી વહેલી ઉઠીને સવારના પહોરમાંજ તેને સારૂ રસોઇ તૈયાર કરી દેતી હતી. પછી તે જમી પરવારીને આશરે આઠ વાગ્યાની અંદર અંદર કામ પર જવાને સારૂ ઘરમાંથી બહાર નીકળી પડતો. અને તેના ગયા પછી હું પણ ખાઇપી લઈ, ઘર સંસારનાં સઘળાં જરૂરનાં કામકાજ કરી પરવારીને, મહોલ્લાની અંદર આ ઘર, પેલું ઘર, એમ ફરતી ફરતી વખત ગાળતી હતી. હજી હું નાની ઉમ્મર-ની છું, એટલે પછી મારે ઘરમાંથી બહાર જવામાં કાંઈ વાંધા જેવું નહોતું; અને કદાપિ કશો વાંધો હોય, તો-પણ શાકભાજી વગેરે જરૂરનો સરસામાન લાવવાને સારૂ મારે બહાર ગયા વિના ચાલે તેમ પણ નહોતું.

જે દિવસના બનાવની બિના કહેવાનો હું આરંભ કરૂં છું, તેજ દિવસે બપોરના બાર વાગ્યાની વેળાએ મને બહુજ ભૂખ લાગી; અને તે વખતે ઘરની અંદર ખાવા જોગ કાંઈ પણ ચીજ નહોતી, તેથી હું એક પૈસો લેઇને કંઇક ખાવાનું લેવાને સારૂ ઘરમાંથી બહાર નીકળી. મારૂં ઘર મહોલ્લાની અંદરના ભાગમાં હોવાથી મોટો ધોરી રસ્તો ત્યાંથી થોડેક છેટે હતો. અને ખા-વાના પદાર્થો વેચનારની દુકાન પણ એ મોટા રસ્તા

ઉપર હોવાથી, મારે મહોલ્લો છોડીને એ રાજમાર્ગ ઉપર જવું પડયું. એ રસ્તા પર જઇને જોઉં છું, તો પાણીના નળની પાસે એક બીજા વર્ગની ઘોડાગાડી ઊભી રહેલી છે. એ ગાડીની અંદર એક સ્ત્રી બેઠેલી હતી, અને બીજી એક સ્ત્રી બહારની બાજુએ તેની પાસેજ ઊભી રહેલી હતી. તે વખતે હું એ બેમાંથી એક પણ સ્ત્રીને ઓળખતી નહોતી; પરંતુ હાલમાં તો જાણી શકી છું કે, એ બેમાંની એક જણીનું નામ માતુ, અને બીજીનું નામ કુલ્સમ અફ્રાવાળી છે. એમાંની માતુ ગાડીની અંદર બેશી રહેલી હ-તી, અને કુલ્સમ ગાડીની બહાર રસ્તા પર ઊભી થઇ રહી હતી. પછી મને ત્યાં આગળ થઇને જતી જોઇને કુલ્સમે બોલાવી. તેની હાંક સાંભળીને હું તેની પાસે ગઇ, એટલે તેણે મને પૂછયું કે, "તું કયાં રહે છે?"

તેના ઉત્તરમાં મેં તેને કહ્યું, " હું આ મહોલ્લાની અંદર રહું છું."

કુલ્સમ–" તારી ન્યાત જાત શું છે ? "

મેં કહ્યું, " હું બાગ્દી જાતની છું. "

માતુ–" તું બરાબર કહે છે, બેન. બાગ્દીના ઘરમાં પણ આવી–તારા જેવી–છોકરીઓ અવતરે છે ખરી. ત્યાં તારૂં કોણ છે ?

મેં કહ્યું, "મારો ધણી છે."

કુલસમ-"હમણાં તે ઘર આગળજ છે કે?"

મેં કહ્યું, "ના, તે ઘેર નથી; કામે ગયા છે."

માતુ--"તે કામ પરથી પાછો ક્યારે આવશે?"

મેં કહ્યું, "કોઈ કોઈ દિવસ તે સંધ્યાકાળ પડયા પહેલાં પણ પાછા આવે છે; અને કોઈ કોઇ દિવસ વખતે વાર પણ થઇ જાય છે."

કુલસમ-"આવા બપોરને વખતે તું એકલી ક્યાં અને શા સારૂ જાય છે?"

મેં કહ્યું, "હું એક પૈસાનું કંઇક ખાવાનું લેવાને સારૂ જાઉંછું."

કુલસમ-"અહિં આગળની કયી દુકાનેથી તું ખાવાનું ખરીદ કરીશ."

મેં કહ્યું, "આ રસ્તા ઉપરજ પેલી દુકાન દેખાય છે ત્યાં આગળથી."

કુલસમ-"શું એ દુકાનના સિવાય નજીકમાં બીજી કોઇ દુકાન નથી વારૂં?"

મેં કહ્યું, "અમારૂં રહેવાનું ઠેકાણું કાળી ઘાટના એક છેડા ઉપર છે. અને દુકાનો બુકાનો સૌ માના-કાળી માતાના--મંદિરની પાસે છે. અહિં આગળ તો માત્ર આ એકજ દુકાનના સિવાય બીજી કોઇ એવા

ખાવાની કે ચવાણાની દુકાન છેજ નહિ."

કુલસમ–"એ વાત તો તું ખરી કહે છે બેટા! પણ હું તો તને તે દુકાનેથી કોઈ પણ ચીજ ખરીદ કરવાની મના કરૂંછું."

મેં પૂછ્યું, "કેમ, બાઈ! એ દુકાનદાર તો બહુ ભલો માણસ છે. એની દુકાનેથી ખાવાનું ખરીદ કરતાં તમે મને મના કરોછો કેમ?"

કુલસમ—"મના કરવાનું એક ખાસ કારણ છે. તું બાળક છે, એટલે એમાંનું કશુંએ શું સમજે? પરંતુ તું સમજે કે ના સમજે, તોપણ મારે તો તને કહી દેવું એ મારી ફરજ છે. ઘણા દિવસ થયાં હું એ દુકાનદારને ઓળખું છું, અને તેથી તેની સઘળી હકીકત પણ સારી રીતે મારા જાણવામાં છે. આ કાળી ઘાટના છલ્લામાં જેટલા રગતપિતિયા રોગીઓ છે, તેઓ આખો દિવસ ભીખ વગેરે માગીને જે ચોખા ભેગા કરે છે, તે, તે લોકોની પાસેથી કોઇ પણ માણસ વેચાતા લેતું નથી. ગળીત કોડ અને પિત્તના રોગવાળો માણસ જે ચીજ તેના હાથમાં લેઇ ઉઠાવીને આપે, તે ચીજને વેચાતી લે કોણ? પરંતુ એ દુકાનદાર એવા સઘળા પતિયા રોગીઓની પાસેથી તેમણે માગી આણેલા બધા ચોખા અડધી કિંમત આપીને વે-

ચાતા લઈ લેછે. એની દુકાન પર જેટલી જેટલી ખાવાની ચીજો વેચાય છે, તે બધીએ તે એવા રોગીષ્ટ માણસોએ આપેલા ચોખાનીજ બનાવે છે. જે લોકો એ બાબતથી જાણિતા છે, તેઓ કોઈપણ રીતે એની દુકાનેથી કશીએ ચીજ વેચાતી લેતા નથી. તું અજાણી છે તેથીજ એ દુકાને જાયછે. પણ હવે તો તું જાણી શકી, માટે સાવધાન થઈ જા; અત્યારથી હવે કદિ પણ એ દુકાનેથી કશીએ ચીજ વેચાતી લેઈશ નહિ. તું અમારી આ ગાડીમાં આવ; અમે માના મંદિર તરફજ જઈએ છીએ; અને હમણાંજ ફરીને અહિં આગળ પાછાં આવીશું. ત્યાં આગળથી તને સારી જાતનું ખાવાનું અમે લઈ આપીશું, અને હમણાં જોત જોતામાં તો પાછી તને અહિં આગળ આણીને ઉતારી દઈશું."

કુલસમની આ બધી વાતો સાંભળીને મેં તેને કહ્યું, "તમે કહોછો એ બધું તો ખરૂં, પણ હું તમને ઓળખતી નથી, તેથી જો હું તમારી સાથે આવું અને તે વાત કદાપિ મારો ધણી કોઈ પણ રીતે જાણી શકે, તો તેથી તે ઘણોજ ગુસ્સે થાય અને મને વઢે."

ત્યારે માતુ બોલી કે, "તું ક્યાંથી આવી ગાંડી

છોકરી છે? અમારી આ ગાડીની અંદર બેશી બા-રણાં અને પડદા બંધ કરી દઇને તું અમારી સાથે આવશે, અને જોત જોતામાં તો અહિં પાછી પણ આવી પહોંચશે. તો પછી એ વાત તારો ધણી શી રીતે જાણી શકવાનો હતો!"

માતુનું આવું બોલવું પૂરૂં થતા ના થતામાં તો ફુલસમે મારો હાથ પકડીને મને તેમની ગાડીની અં-દર ઘાલી દીધી. તેથી કરીને મને કોઇ પણ વાત કહેવા કે બોલવાનો અવકાશ નહિ મળી શક્યાથી હું તેમની સાથેજ તે ગાડીની અંદર બેશી ગઇ. પછી તેમણે ગાડીમાં ચઢવાનું પાછળ લટકતું પગથિયું અં-દર ઉપાડી લઈ બારણું બંધ કરી દેઇને કોચમેનને –ગાડી હાકનારાને–ગાડી હાકવાનો હુકમ કર્યો, એટલે તે–ગાડી–ત્યાંથી ચાલવા લાગી. એ ગાડી ચોતરફથી બંધ હતી, તેથી તે કેણી તરફ જાયછે, તે કશુંએ મારા જાણવામાં આવી શક્યું નહિ. અને એક વાર જેવી તે ઉપડી તેવીજ સપાટાબંધ આગળ ચાલતીજ રહી. વચમાં કોઇ પણ ઠેકાણે જરાએ ઊભી રહી નહિ. ત્યાર પછી મેં પૂછ્યું કે, "કાળીઘાટ હજી કેટલે છેટે છે?" તેના ઉત્તરમાં માતુએ કહ્યું કે, "લગભગ આવી પહોંચ્યો છે, હવે બહુજ થોડું જવાનું બાકી છે." તે

પછી બીજી પણ ઘણી વાર સુધી તે ગાડી એમને એમ ચાલ્યાજ કરી. ત્યારે પાછું ફરીથી મેં ફુલસમને પૂછ્યું કે, " હજુ પણ કાળીઘાટ કેટલે દૂર છે ! અગાઉ ઘણી વાર હું પગે ચાલીને માના મંદિરમાં દર્શન કરવાને સારૂ ગઇ હતી, પરંતુ એમ ચાલી ગયાથી પણ આટલી બધી વાર થઇ નહોતી; અને અત્યારે તો આપણે ગાડીમાં બેશીને જઇએ છીએ, એટલે બહુ જલદીથી ત્યાં પહોંચવું જોઇએ. " તેના ઉત્તરમાં તેણે કહ્યું, "તું જે કહેછે તે ખરૂં છે, પરંતુ અમારી આ ગાડીનો કોચમેન નવો માણસ છે, તેથી તે સીધો રસ્તો જાણી નહિ શકયાથી, તેણે દૂરના આડા રસ્તે ગાડી ચડાવી દીધી છે, તે કારણથી આટલો વિલંબ થાય છે. પણ તેની કશી હરકત જેવું નથી. હવે કાંઇ વધારે વાર લાગે તેમ નથી. આપણે છેક લગભગ આવી પહોંચ્યાં છીએ. તારે કોઇ પણ બાબતની ચિન્તા કરવાનું કશુંએ પ્રયોજન નથી. કેમકે જયારે તું અમારા જેવી સ્ત્રીઓની સંગાથે છે, ત્યારે પછી તને કોનો ભય છે વારૂં ! "

## પ્રકરણ ૨ જું.

એમ કરતાં કરતાં તે ગાડી આખરે એક ઠેકાણે જઈને ઊભી રહી. કુલસમ અને માતુ ગાડીમાંથી ઉતર્યાં, અને મને પણ ઉતારી. જે ઠેકાણે અમે ઉતર્યાં, તે ઠેકાણે અગાઉ કદિ કોઈ વાર હું આવેલી હોઉં, એમ મને ના લાગ્યું. કાળીઘાટના જીલ્લાની અંદર એવી જાતનું સ્થળ મેં કદિ પણ જોયું નથી. તે એક નાની સાંકડી ગલી છે. તેની એક તરફની બાજુપર કેવળ કામડાં, ખપેડા કે એવાજ કાંઇ ઘાસ ફુસનાં ઘર– તબેલા, સંડાસ વગેરેનાં ઝુંપડાં, અને બીજી તરફની બાજુ પર મોટાં મોટાં પાકાં–ઈટો ચૂનાથી ચણેલાં મજબૂત મકાનો છે. ગાડીમાંથી ઉતરીને એ ઠેકાણે પગ મૂકતાંજ મારા મનમાં જાણે કેવોએ એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો, અને જાણે આપો આપજ રડવું આવવા લાગ્યું. પછી તે વેળાએ હું બોલી કે, " આ તો કાળીઘાટ નહોય; તમે મને કયાં લઈ આવ્યાં છો ?" તે સાંભળીને કુલસમે કહ્યું કે, " તેં વળી શી રીતે જાણ્યું કે આ કાળીઘાટ ન હોય ? કાળીઘાટનાં સઘળાં ઠેકાણાં કાંઈ તું ઓળખતી જાણતી નહિ હોય; બધે ઠેકાણે

શું તું ગઇ છે ? કાળીઘાટ એ કાંઇ નાનો સુનો ઝુલ્લો નથી. જે ઠેકાણે માનું મંદિર છે તે ઠેકાણાનેજ કેવળ કાળીઘાટ કહે છે, એમ કાંઇ નથી. એ તો એક બહુજ મોટો ભાગ છે. અહિં આગળ અનેક લોકો વસેછે. જે ઘરના સામે આવીને આપણે ઉતર્યા છીએ તે ઘર મારૂં છે. એમાં તારે કશો ભય કે કોઇ પણ પ્રકારનો સંદેહ કરવાનું કાંઈ કારણ નથી. તું મારી સાથે ( મારા ) ઘરના અંદર ચાલ, હું તને સારૂં બેશ ખાવાનું મંગાવી આપુંછું. એ ખાવાનું લઇને પછી તું અબઘડીજ આજ ગાડીના અંદર બેશીને તારે ઘેર જજે."
આમ કહીને તેણે (કુલસમે) મારો હાથ પકડયો, અને મને પેલા ઘરની અંદર લઇ ગઇ. તે વેળા મેં કશો ઇલાજ નહિ જોયાથી મારે તેની સાથે જવું પડયું. માતુ પણ અમારી પાછળ પાછળ તેજ ઘરની અંદર આવી.

પછી તેઓ મને તે ઘરના બીજા માળ ઉપરની એક ખોલીની અંદર લેઇ ગઇઓ, અને ત્યાં આગળજ બેશી રહેવાનું કહ્યું. તે ઉપરથી હું તે ખોલીની અંદર એક પાટ પડેલી હતી તેના ઉપર જઇને બેઠી. એ પ્રમાણે જેવી હું ત્યાં જઇને બેઠી તેવીજ બીજી પણ આઠ દસ સ્ત્રીઓ ત્યાં આગળ આવીને મને

ચિંટાઇ વળીને ઊભી રહી. એ સઘળી સ્ત્રીઓએ નાના પ્રકારનાં રંગીન લૂગડાં પહેરેલાં હતાં, અને તે પણ પાછાં સર્વેએ એકજ તરેહથી પહેર્યાં હતાં. એમ પહેરવાને દોફેરતા કરીને-બે વાર ફેરવી ફેરવીને-પહેરવું કહે છે. (આપણે અહિં દક્ષિણી અને મરાઠા લોકોની સ્ત્રીઓ પહેરે છે તેવી રીતે.) મુસલમાન વેશ્યાઓ ઘણુંખરૂં એજ પ્રમાણે સાડીઓ પહેરે છે, અને તેમના સર્વના શરીર પર એક પ્રકારની બંડી અથવા નાનો કબજો કે નાનું પહેરણ હોય છે. મને દેખીને તેઓ નાના પ્રકારના પ્રશ્ન પૂછવા લાગી. કોઇએ અંદર અંદર એમ કહ્યું કે, "છોકરી તો સારી છે!" અને પછી મને પૂછયું કે, "હે બેન! તારૂં નામ શું છે?" કોઇએ કહ્યું, "જ્યાં સુધી તારા નસિબમાં દુઃખ હતું, ત્યાં સુધી તું ગરીબના ઘરમાં રહી, પણ હવે તારૂં ભાગ્ય ફર્યું છે. સંસારમાં આવીને જે કાંઇ સુખ ભોગ ભોગવવાની જરૂર હોય, તે બધાં સુખ વગેરે ભોગવવાને હવે તું અહિં આગળ આવ્યાથી સમર્થ થઇશ. હવે તારે શેની ફિકર ચિન્તા છે?" વળી કોઈ એમ બોલી કે, "અરેરે! બેન! આટલા દિવસ સુધી તું કેટલા બધા દુઃખમાં હતી! જોઇએ છીએ કે એક સારૂં ફરમાસુ-રંગ અને પોત બંનેમાં

ઉત્તમ-લૂગડું પહેરવાનું પણ તારા અદૃષ્ટમાં બન્યું નથી!" એવી રીતે જેના મનમાં જે આવવા લાગ્યું, તેજ તે બોલવા ને બકવા લાગી. પણ એમની વાતો મને તો કાંઇ સારી લાગી નહિ, તેમજ હું સંપૂર્ણ રીતે સમજી શકી પણ નહિ કે, એમણે એવા પ્રકારની વાતોચીતો કરવાનો અર્થ શો છે, તથા તેવી વાતોચીતોનું પ્રયોજન પણ શું છે?

એ પ્રમાણે જે વેળાએ તે સ્ત્રીઓ મને ઘેરીને ઉભી રહેલી છે, અને જેના મનમાં જે સૂઝી આવે છે, તે તેજ પ્રમાણે બોલે છે, તેજ વખતે કુલસમ કંઇક જરા ખાવાનું લેઇને તેજ ખોલીની અંદર આવી પહોંચી. તેને જોતાંવેંતજ પેલી બીજી સઘળી સ્ત્રીઓ તે ખોલીમાંથી બહાર નીકળીને ચાલી ગઇઓ. કુલસમ આવીને મારી પાસેજ બેઠી, અને તેના હાથમાં આણેલું ખાવાનું મારા મ્હોં આગળ મૂકી દઇને બોલી કે, "તું કહેતી હતી કે તને અતિશય ભૂખ લાગી છે, તેથી તું કંઇક ખાવાનું લેવાને સારૂ જતી હતી. પરંતુ હવે જ્યારે તું અમારી સાથે આવીછે, ત્યારે હવે તારે ખાવાનું વેચાતું લેવું પડશે નહિ. આ મેં જે ખાવાનું આણ્યું છે, તે ખાઇને તારી ભૂખ ભાગ-મટાડ."

તેની એવી વાત સાંભળીને મેં તેને કહ્યું, "મેં તમને

મને ખાવાનું આણી આપવાનું તો કાંઇ કહ્યું નથી. આ ખાવાનું હું નહિ ખાઉં, કારણ કે મારી પાસે એક કરતાં વધારે બીજો પૈસો પણ નથી. (આતો એકથી વધારે પૈસાનું હોય એમ વાગે છે.)"

તેના ઉત્તરમાં તેણે મને કહ્યું કે, "આ ખાવાને સારૂ તારે કાંઇ પૈસા આપવા નહિ પડે. જ્યારે તું મારા ઘેર આવી છે, ત્યારે હવે તારા માટે મને જે કાંઇ ખરચ થશે, તેમાંનું કશુંએ તારે આપવું પડશે નહિ. તને અતિશય ભૂખ લાગી છે એ વાત હું સમજી શકુંછું, માટે વિલંબ કર્યા વિના હમણાં આ જે ખાવાનું આણ્યું છે તે બધું ખાઇજા." એવી રીતે તેણે મને બહુ બહુ કરીને કહ્યાથી, તેણે આણેલા ખાવાનામાંથી કેટલુંક મેં ખાધું. પછી તેણે એક જણને પાણી આપી જવાનું કહ્યાથી, એક બીજી સ્ત્રી એક બદનાની અંદર પાણી ભરીને તે બદનો અમારી આગળ લાવી. હું જાણતી હતી કે કોઇ હિંદુ બદનો વાપરતા નથી. અમારા કાળીઘાટના જીલ્લામાં કેવળ મુસલમાન લોકોનેજ એવા બદના વાપરતાં મેં દીઠ્યા છે. તેથી તે સ્ત્રી જે પાણીનો બદનો લાવી, તે જોઇને મારા મનમાં કેટલાએ કાંઇ એક સંદેહ ઉપજ્ન થયો. તે ઉપરથી મેં કુલસમને કહ્યું કે, "એમ દેખવામાં આવે છે કે, તમે બદનાવતે

પાણી પીઓછો, ત્યારે શું તમે હિન્દુ નથી ?"

મારા આવા પ્રશ્નના ઉત્તરમાં તેણે મને કહ્યું કે, "અમે હિંદુ છીએ કે મુસલમાન છીએ, તે વાત હવે પછી તું જાણી શકીશ; હમણાં તો અહિં આગળ સૂઇ રહીને જરા ઊંઘીજા. જમવાનું તૈયાર થયેથી તને બોલાવીશ, તે વેળાએ ઉઠીને જમી લેજે."

તે કુલસમનુ આવું બોલવું સાંભળીને જાણે મારા માથા પર વિજળી તૂટી પડી હોયની, એવો ઝટકો લાગ્યો. અને તેથી મેં તેને કહ્યું, "જ્યારે હું અહિંઆં આ ઠેકાણે સૂઇ રહીશ, ત્યારે પછી મારા ઘેર પાછી ક્યારે જઇશ ? અને મારો ધણી ઘેર આવીને જે ત્યાં આગળ મને જોવા નહિ પામે, તો પછી તે પણ તેના મનથી શું ધારશે વારૂ ? તેટલા માટે હવે હું અહિં સૂઇ રહેવાની નથી; મને મારા ઘેર મૂકી આવો. અને જો કદિ તમે પોતે આવી શકો તેમ ના હોય, તો બીજા ગમેતે એક માણુસને મારી સાથે મોકલી દો, તે મને મૂકી આવશે. અથવા એમ પણ ના બની શકે, તો મને રસ્તો દેખાડી દો, એટલે પછી હું રસ્તામાં લોકને પૂછતી પૂછતી મારા ઘેર ચાલી જઇ શકીશ."

મારા આ કહેવાના ઉત્તરમાં કુલસમે કહ્યું, "તું

ક્યાં આવી છે, તે શું જાણુતી નથી કે ? શું તું એમ ધારે છે કે આ ઠેકાણે આવ્યા પછી હવે ફરીને તું તારે ઘેર પાછી જઇ શકીશ ? જ્યાં સુધી મારે ઘેર તારો દાણો પાણી–અન્નજળ–મુકરર થયેલાં હશે, ત્યાં સુધી તું મારે અહિં રહીશ. અને ત્યાર પછી તારે ક્યાં જવું પડશે, તે વાત તો ભગવાન જાણે."

કુલસમની આવી વાત સાંભળીને મારા મનમાં ઑર અધિક ભય ઉત્પન્ન થયો. મેં તે કોટડીની અંદરથી બહાર નીકળી જઇને કહ્યું, "મારી સાથે કોઇ માણસને મોકલો કિંવા ના મોકલો, હું એકલીજ મારે ઘેર આ ચાલી; હવે એક પળવાર પણ હું આ ઠેકાણે રહેવાની નથી."

મારૂં આવું બોલવું સાંભળીને કુલસમે જોર કરીને મારૂં કાંડું પકડયું, અને તેજ કોટડીની અંદર મને પાછી ધકેલી ઘાલીને, તેનાં બારણાં બંધ કરી દેઇ, બહારથી તાળું વાશી દીધું. આથી મેં મોટી મોટી બૂમો પાડીને ખૂબ રડારોળ કરી મૂકી, પરંતુ કોઇએ પણ મારૂં રડવું કાને ધર્યું નહિ.

એવી રીતે મારે કેટલી વાર સુધી એ કોટડીની અંદર પૂરાઇ રહેવું પડયું હતું, તેની કાંઇ મને ખબર નથી. મારી કેવી અવસ્થા થઇ પડી છે, શા કારણથી

મને કાળીઘાટથી અહિં આગળ આણીને આવી રીતે આ કોટડીની અંદર કેદ કરી દીધી છે, અને જેમણે મને ગાડીમાં બેસાડીને અહિં આગળ આણી હતી, તેઓ કોણ છે, અને તેમનો ઉદ્દેશ વળી શો હશે, એવી જાતના નાના પ્રકારના વિચારો અને ઘડ ભાંગથી રહેતે રહેતે હું બેભાન જેવી બની ગઇ. અને કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી, હું એવીજ અચેતન અવસ્થામાં તેજ કોટડીની અંદર બેશી રહી.

જ્યારે મારી ખોલીનાં બારણાં ઊઘડયાં, ત્યારે જોયું તો રાત પડી ગયેલી છે; પરંતુ કેટલી રાત ગઇ છે, તે કાંઇ મારાથી સમજી શકાયું નહિ. તે વેળાએ એક અજાણી સ્ત્રીએ આવીને મને તે ઓરડીની અંદરથી બહાર કાઢી અને કહ્યું, “ ઘણી રાત ગઈ છે, ચાલ જમી લઇએ. ”

તે સાંભળીને મેં તે સ્ત્રીને કહ્યું કે, “ મને ભૂખ નથી, હું ખાવાની નથી. ” વળી મેં તે સ્ત્રીને એમ પણ પૂછી જોયું કે, “ શા સારૂ મને આવી રીતે કેદ કરીને અહિં આગળ રાખી છે, તે શું તમે કહી શકશો ? ”

તેના ઉત્તરમાં તે સ્ત્રીએ કહ્યું, “ તને શાસારૂ અહિં આણી છે, તે શું તું જાણતી નથી કે ? તારી

પૂજા કરવાને સારૂ તને આહિં તેડી લાવ્યાં છે! હમ-
ણાં તો ભાત ખાવો હોય તો ચાલ." આમ કહીને
તેણે મારી ગરદન પકડીને જોરભેર એક ધક્કો માર્યો
અને એજ પ્રમાણે એક પછી એક એમ ઉપરા ઉ-
પરી ધક્કા મારતી તે મને એક બીજી ઓરડીની અંદર
લેઈ ગઈ. તે સ્ત્રીની એવી વર્ત્તણુક જોઇને હું પહેલાં
કરતાં પણ વધારે આશ્ચર્ય પામી.

---

## પ્રકરણ ૩ જું.

તે સ્ત્રી જે ઓરડીની અંદર મને લઈ ગઇ, તે
ઓરડીમાં માત્ર બેજ માણસો હતાં; એક સ્ત્રી અને
એક પુરૂષ. તેમાંની સ્ત્રી તો જે મને હરણ કરી ઉ-
ઠાવી લાવી હતી, તે કુલસમજ હતી, અને પુરૂષના
વિષે પણ પાછળથી જાણવા પામી શકી હતી કે,
તે કુલસમનો ઉપપતિ–યાર–રાખેલો–હતો, અને તેનું
નામ મિયાં મકબુલ હતું.

હું તે કોટડીની અંદર ગઇ એટલે પછી કુલસમે
મને કહ્યું, "આવ બેટા! મારી પાસે આવ. તને
અતિશય ભૂખ લાગી છે, તે હું સમજી શકીશું.
આવ, મારા ભેગી બેશીને જમીલે."

ફુલસમની આવી વાત સાંભળીને હું કોઈ પણ રીતે મારી આંખોમાંનાં આંસુને અટકાવી શકી નહિ. રડતાં રડતાં મેં તેને કહ્યું. "મને ભૂખ નથી, તેથી હું નહિ ખાઉં. પરંતુ તમે મારી આ કેવી દશા કરી છે! મારો ધણી કામપરથી ઘેર આવીને મને નહિ જોઇ શકયાથી શા શા વિચાર કરતો હશે, કહો જોઈએ? વખતે તે એમ ધારતો હશે કે, હું તેને અને તેના ઘરને તજીદેઇને કોઇ પણ ઠેકાણે ચાલી ગઇછું, અથવા કોઇ એક બીજા માણસની સાથે અઘટીત પ્રેમ-મોહોબત-માં ફસાઇ પડીને, ગૃહધર્મ-સ્ત્રીના સંસારના ધર્મના ઉપર પાણી ફેરવીને તે માણસની સાથે નીકળી ગઇછું. અને જો કદિ તે આ પ્રમાણે ધારતો હશે, તો પછી કહો જોઇએ, મારી દશા કેવી થશે વારૂ! હજુ પણ હું હાથ જોડીને આપની આગળ ભિક્ષા માગું છું કે હજુ પણ મને છોડી દો. આજની રાતની અંદર પણ જો હું મારા ધણી આગળ હાજર થઇ શકીશ, તો તેથી પણ મારા જાતિકુળનો બચાવ થઇ શકશે-નાત જાત અને ધરમાંથી હું નીકળી નહિ જાઉં."

મારી આવી આજીજી ઠંડે પેટે સાંભળી લીધા પછી તે બોલી કે, "શું હજુ પણ તું તારાં જાતિ-

કુળ બચાવી રાખવાને ચાહે છે કે ? જે વખતથી તું અમારી સાથે કાળીઘાટથી અહિં આગળ આવી છે, તે વખતથીજ તેં તારા કુળની બહાર પગ મૂકયો છે. તે છતાં પણ હજુ તું કહ્યા કરે છે કે તારી જાત હજુ પણ જળવાઇ રહેલી છે ! પરંતુ એવું કદિ ધારતી નહિ. તું મને જેવી ધારે છે તેવી હું નથી. હું હિંદુ સ્ત્રી નથી; હાલમાં તો હું મુસલમાની છું. તેં મુસલમાનીનું આણેલું ખાવાનું ખાધું છે, અને મુસલમાનીએ આણી આપેલું પાણી પીધું છે; આવી અવસ્થામાં હોવા છતાં પણ શું તારી જાત હજુ જળવાઇ રહી છે કે ? અને જ્યારે તારાં જાતિકુળ બંનેએ નાશ પામી ગયાં છે, તું વટલાઇ ગઇ છું–ત્યારે પછી હવે તું તારા ધણીને ઘેર જઇને શું કરવાની છે વારૂ ? અને તે છતાં પણ કદાપિ તું જઇશ, તોપણ તેજ હવે તને ઘરમાં ઘાલશે શી રીતે ? હાલમાં તો તું અમારી પાસે આવી છે, માટે હું જે કહું તે સાંભળ, અને મારા કહ્યા પ્રમાણેજ સર્વ કામકાજ કર્યા કર. પછી જોજે કે, આગળ ઉપર મારી પેઠે તારે પણ કેટલો બધો પૈસો ટકો અને વૈભવ થાય છે ! ધણીના ઘેર તો છેક નઠારી હાલતમાં રહેવું પડતું; અને વખતે આખો દિવસ પેટ ભરીને ખાવા પણ

પામતી નહિ. પરંતુ અહિં આગળ તો મારી શિખા-મણુ પ્રમાણે ચાલ્યાથી, આહાર વિહારની-ખાનપાન અને મોજ મજાની વાત તો જાણે દૂર રહી, પણ સોના અને મોતીથી તારૂં શરીર ઢંકાઈ જશે, અને તું એક સર્વમાં માન્ય અને મુખ્ય સ્ત્રી તરીકે ગણા-ઇશ. તારે દરવાજે દરવાન બેસશે, નોકર ચાકરોથી આખું ઘર ભરાઈ જશે, અને જગતમાં જેને જેને સુખ કહે છે, તેમાંનું કાંઇ પણ તારે બાકી રહેશે નહિ."

કુલસમની આ બધી વાત સાંભળીને આટલી વાર પછી હું તેના મનનો ભાવ સમજી ગઇ. મારા સમજ્યા-માં આવ્યું કે, તે મને કસબણનો ધંધો કરવાને સારૂ તૈયાર કરી દેવાની તજવીજ કરે છે તેની વાત સાંભ-ળીને મારૂં આખું શરીર જાણે બળી ઉઠયું, ક્રોધથી હું કાંપવા લાગી ગઇ. પરંતુ ત્યાં આગળ એવી રીતની અવસ્થામાં હું શું કરી શકું? તેથી મનનો ક્રોધ મનમાંજ રાખીને મેં તેને કહ્યું, તમે જે કાંઈ કહ્યું, તે ઉપરથી હું બેશ સમજી શકીશું કે, જેથી કરીને મારૂં ભલું થાય, તેનીજ તજવીજ તમે કરોછો. પ-રંતુ હું તમે જેવું કહ્યું તેવા સુખ ભોગની અભિ-લાષા રાખતી નથી. હું મારૂં પોતાનું મોટું હવેલી જેવું મકાન ઇચ્છતી નથી, દરવાન કે દાસ દાસીઓનું

મારે કાંઇ પ્રયોજન નથી, અને સોનામોતીનાં ઘરેણાં ગાંઠાંની પણ હું આશા કરતી નથી. ધણીના ઘરમાં રહીને જો કદિ આખા દિવસમાં એક વાર પણ હું શાક રોટલો પામી શકીશ, તો તેનાથી જ હું સુખી છું એમ સમજીશ. તમે કહ્યું કે, મારી જાત અને મારા ધર્મનો નાશ થઈ ગયો છે; તો તે પણ ભલે થયું, એથી પણ મને કંઇ નફો નુકસાન નથી. અમે હલકી જાતનાં છીએ, એટલે આવી રીતની અવસ્થાથી અમારાં જાતિ ધર્મનો નાશ થતો નથી. તેમ આ પ્રમાણે અજાણતાં થઈ ગયેલા દોષને સારૂ મારો ધણી કાંઈ મને કાઢી મૂકશે નહિ. તેટલા માટે હું આપના પગે પડી કાલાવાલા કરીને કહુંછું કે, મારા સુખને સારૂ આપે કાંઈ પણ ખટપટ કરવાની જરૂર નથી. આપ મને અહિંથી કાઢી મૂકો, એટલે હું મારે ઘેર ચાલી જાઊં."

મારા આવા બોલ સાંભળતાંજ તે એકદમ બોલી ઊઠી કે, "આ છોડીની વાત સાંભળીને બ્રહ્માન્ડ પણ બળી જાય. જો તને તારા ધણીને ઘેર પાછી જવા દઊં, તો પછી અહિં આણુંજ શું કરવા? માટે અત્યારે હવે જો તું તારૂં ભલું ચહાતી હોય, તો મારી સાથે બેશ અને ખા. અને જો મારૂં કહેલું

સહેજને ભાવે નહિ સાંભળ્યું, તો પછી તારી શી દશા થાય છે, તે તું હમણાંજ જોવા પામીશ."

કુલસમની આવી વાત સાંભળીને મેં તેને કહ્યું, "મેં તમને વારે વારે કહ્યું છે કે, મને ભૂખ નથી; તે છતાં પણ જમવાને સારૂ મને આટલી બધી તાણમતાણ કરોછો શા સારૂં? જો મને મારા ધણીને ઘેર જવા ના દો, તો કહો કે ક્યાં આગળ મારે સુઈ રહેવાનું છે, એટલે હું ત્યાં જઈને સુઈ રહું. કાલ મારે જે કાંઇ કરવું હશે તે કરીશ."

મારી વાત સાંભળીને કુલસમે કહ્યું, "મેં ઘણી છોકરીઓ જોઇ છે, પરંતુ આવી પાજી છોકરી તો કદિ પણ જોવામાં આવી નથી. મુસલમાનનો ભાત એ નહિ ખાય? ઠીક; ત્યારે જો, આજ ભાત તને ખવરાવવાની શકિત મારામાં છે કે નહિ?" આમ બોલીને તે ત્યાંથી ઉઠીને એક બીજી ઓરડીની અંદર ગઈ અને ત્યાં આગળથી એક નેતરની સોટી હાથમાં લઇ આવી મારી પાસે આવીને બોલી કે, "દેખ, હું તને આ ભાત ખવરાવી શકું છું કે નહિ!" આમ કહીને મને ઉઘાડી કરીને મારા શરીર ઉપર જોરભેર સોટીઓ મારવા માંડી. પેલા મકબુલ મિયાં પણ એ કામમાં તેને મદદ કરવા મંડી પડયા. મેં જેમ

જેમ મોટેથી બૂમો પાડીને રડવા માંડયું, તેમ તેમ સોટીઓના સપાટા પણ વધારે જોરભેર પડવા મંડયા. પછી જ્યારે એવી રીતનો માર મારાથી સહન થઇ શકયો નહિ, ત્યારે પછી ના ચાલે મારે તેમની સાથે-તેમના ભેગું ખાવું પડયું. આ પ્રમાણેની વિપત્તિમાં આવી પડયાથી મારે મુસલમાનીનું અન્ન, અને તે પણ પાછું મુસલમાનના ભેગીજ બેશીને ખાવું પડયું! તે વેળાએ મેં માત્ર નામનુંજ ખાધું; સોટીઓના મારથી શરીર બળી જતું હતું, તો પછી ખાઇ શકું શી રીતે! આવી રીતે ખાવા પીવાનું પૂરૂં થઇ ગયું. તે પછી ફરીને પાછી મને પેલી પહેલાંની કોટડીની અંદર પૂરી દીધી, અને બહારથી તેને તાળું મારી દીધું. ત્યાર પછી બાકી રહેલી સઘળી રાત મેં એકલીએ ત્યાં આગળ બેઠે બેઠે રડી રડીને કાઢી.

---

## પ્રકરણ ૪ થું.

આખી રાતનો ઉજાગરો કરીને બંધીવાનની હાલતમાં તેજ ઓરડીની અંદર બેશીને રડતાં રડતાં રાત પૂરી કરી. એમ કરતાં વહાણું વાયું અને ધીમે ધીમે ઘરની અંદર અજવાળું દેખાવા માંડયું. તે વેળાએ

મારી ઓરડીની બહાર બે સ્ત્રીઓ વાતચીત કરતી હતી. તે સાંભળ્યાથી મને એમ લાગ્યું કે, તેઓ મા-રાજ સંબંધમાં કંઇક બોલે છે. તે ઉપરથી જરા ધ્યાન દેઇને સાંભળ્યું તો તેમની વાતચીત સ્પષ્ટ રીતે મારાથી સાંભળી શકાઈ. તેઓ જે કાંઈ બોલતી હતી, તેનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ—

પહેલી સ્ત્રી કહેતી હતી કે, "આ છોડી બહુ દુષ્ટ છે ખરી; પરંતુ જોવામાં-દેખાવમાં તો સારી છે. હમણાં એ કંઇક જડસડ થઇ ગઇ લાગે છે."

ત્યારે બીજી સ્ત્રી બોલી કે, "જો તે દેખાવમાં સારી છે, તો પછી તેનું દુષ્ટપણું દૂર કરતાં તો કેટલા દિવસ લાગવાના છે?"

પહેલી સ્ત્રી.—"છેક સહેજને ભાવે તો તેને વશ કરી શકાશે નહિ. ગઇ રાત્રે મહા મહા દુઃખે મેં તેને ભાત ખવડાવ્યો છે. અને એમ ભાત ખવડાવ-વાને સારૂ તેને જેવી રીતે નેતરની સોટીઓના સ-પાટા લગાવવા પડયા છે, તેની વાત અત્યારે તને શું કહું? એમ લાગે છે કે તેના શરીરપર ઠેકાણે ઠેકાણે ચીરા પડી ગયા હશે."

બીજી સ્ત્રી.-"એવી રીતે સોટીઓના સપાટા ખાધા પછી આખરે તેણે ભાત ખાધો હતો કે?"

પહેલી સ્ત્રી.—“ તે પછી તો એની મેજર ખાધો હતો. ”

બીજી સ્ત્રી.—“ ત્યારે તો જેને સોટીઓની બીક છે, તેની પાસે સર્વ પ્રકારનાં કામ કરાવી શકાશે. એ છોડી કેટલી મોટી છે ? ”

પહેલી સ્ત્રી.—“ છે તો સારીએશ મોટી થયેલી. તે એકલી તેના ધણીનું ઘર કરતી હતી. ”

બીજી સ્ત્રી.—“ તું જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે તો એ છોકરી કાંઇ છેક નઠારી હોય એમ લાગતું નથી. વારૂં, તે ગમેતેમ હોય, પણ એક વાર એને બહાર કાઢી લાવ જોઇએ. જો તે મને પસંદ પડશે, તો પછી અબ ઘડીજ સઘળું કામ પાર પડી જશે.

પહેલી સ્ત્રી.—“ બહુ સારૂં, હું એને બહાર કાઢું છું. ” એમ કહીને પોતાના યારનું નામ પોકારીને બોલી કે, “ મકબુલ ! આ છોડીને બહાર કાઢી લાવને.”

આ પ્રમાણે તે બંને સ્ત્રીઓને વાતચીત થયા બાદ જરા વાર પછી તરતજ બહારથી મારી ઓરડીનાં બારણું ઉઘડી ગયાં. મકબુલે તે ઓરડીની અંદર આવીને મને બહાર કાઢી, તથા જે ઠેકાણે ઉપર કહેલી બે સ્ત્રીઓ બેઠી હતી, તે ઠેકાણે મને લેઇ ગયો. પછી ત્યાં આગળ મેં જોયું કે, એ બે સ્ત્રીઓ-

માંની એક તો પેલી કુલસમજ હતી; અને બીજી સ્ત્રીનું નામ પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે, એનું નામ ફાતમા છે. એ ફાતમા પણ કુલસમના જેવીજ એક અફીણવાળી છે. જેવી હું તેમની પાસે ગઇ તેવીજ કુલસમ બોલી ઉઠી કે, “ આ વખતે કેવી છોકરી આણી છે, દેખ ! ”

પછી થોડી વાર મને જોઇને ફાતમાએ કહ્યું કે, “ છોડી તો કાંઇ ખોટી નથી. એને હુંજ લઇ જઇશ; બીજી કોઇને પણ તારે બોલાવવી નહિ પડે. હવે કહે, તું શું લઇશ વારૂ ? ”

કુલસમે કહ્યું, “ શું લઇશ, તે તુંજ કહેતી નથી કેમ ? તું શું આપી શકીશ ? ”

ફાતમાએ કહ્યું, “ હું તો એના દશ ગંડા રૂપિઆ આપીશ.” ( એક ગંડો એટલે ચાર. આપણા અભણ માણસો અને સ્ત્રીઓ જેમ વીસોથી એટલે બે વીસો ચાર વીસો એમ હિસાબ ગણે છે, તેમ અભણ બંગાળીઓ ગંડાથી ગણે છે. આ દશ ગંડા એટલે ૪૦ રૂપિઆ. )

કુલસમે કહ્યું, “ આવી કમાય એવી છોકરી, એનું મૂલ શું ચાલીસ રૂપિઆ થઈ શકે કે ? બસો રૂપિઆથી ઓછાએ હું એને આપવાની નથી. એટલા

સામાન્ય રૂપિયા પણ જો તું ના આપી શકે, તો હું એને મારા ઘરમાંજ રાખીશ. પછી જો જે કે, બે ત્રણ માસના અંદર તો મારા રૂપિઆ વસૂલ થઇ જશે."

ફાતમાએ કહ્યું, "બસો રૂપિઆ તો હું આપી શકું તેમ નથી. બહુ જોર મારૂં તો સો સુધી આપીશકું."

એવી રીતે એ બન્ને જણીઓને ઘણીક વાતચીત થયા પછી છેવટે દોઢસો રૂપિઆ નક્કી થયા. અને તે ઉપરથી હું સમજી ગઇ કે, કુલસમે દોઢસો રૂપિઆની કિંમતે મને ફાતમાને ત્યાં વેચી દીધી. ત્યાર બાદ થોડીક વારની અંદર મકબુલે આવીને ખબર આપી કે, ગાડી આવી છે, એટલે કુલસમ અને ફાતમા મને સાથે લેઇને તે ગાડીમાં બેસી ગઇઓ અને તે વેળાએ માતુને પણ તેમની સાથે તે ગાડીમાં બોલાવી લીધી. પછી બહુ થોડા વખતમાં અમારી એ ગાડી એક બીજે ઠેકાણે જઇને ઉભી રહી. તે ઠેકાણે તેઓ ગાડીમાંથી હેઠે ઉતરી પડયાં, અને મને પણ ઉતારી લઇને એક બે માળના મકાનની અંદર પેઠાં. એ મકાનમાં અમે સઘળાં દાખલ થઇ ગયાં એટલે તરતજ તેનાં બારણાં બંધ કરી દેઇને અંદરના તરફ તાળું ઠોકયું. પછી તે મકાનના મેડા ઉપર જઇને મેં જોયું તો બીજી પણ કેટલીક છોકરીઓ

ત્યાં આગળ રહેલી છે. એ છોકરીઓમાંની એક જણી જે મારા કરતાં કંઈક મોટી હતી તેના હાથમાં મને સોંપી દઈને ફાતમા તેના ઓરડાની અંદર ચાલી ગઈ; અને તે ઓરડાની અંદરથી કેટલાક રૂપિઆ આણીને કુલસમના હાથમાં મૂકી દીધા, એટલે કુલસમ અને માતુ તે રૂપિઆ ગણી લઈને તે મકાનમાંથી ચાલ્યાં ગયાં. તેમને બહાર કાઢીને નીચેના બહારના બારણાનાં કમાડ પાછાં પ્રથમની પેઠે અંદરથી તાળું મારીને બંધ કરી દેવામાં આવ્યાં. જે છોકરીના હાથમાં મને સોંપવામાં આવી હતી, તે ફાતમાની દીકરી હતી. તે છોકરી બહુ યત્નની સાથે મને એક ઓરડાની અંદર લઈ ગઈ, અને તેણે મને કેટલી બધી રીતે સમજાવી, તે હવે અત્યારે શું કહું! ત્યાર બાદ થોડોક વધારે દિવસ ચડયો તે વેળાએ તે છોકરીએ તેના હાથે વતી સાબુ ચોળીને મને નવરાવી નાંખી. અને તે પછી એક સાદું સ્વચ્છ લૂગડું લાવીને મને પહેરાવ્યું, તથા બીજી પણ અનેક તરેહથી બહુ કાળજી રાખીને તે મારી સરભરા અને બરદાસ કરવા લાગી.

એ પ્રમાણે જ્યારે મેં જોયું કે, ફાતમાની કન્યા નિરંતર મારી બરદાસ ચાકરી કરવામાં લાગેલી રહે છે, ત્યારે પછી એક દિવસ લાગ જોઈને મેં તેને કહ્યું કે,

"બેન! આ અજાણ્યા ઠેકાણે મારા ભરોંસાનું-જેના ઉપર ભરોંસો રાખી શકું-તેવી માત્ર એકલી તુંજ છે. તેટલા માટે તું જો તારી માને કહીને મને આ દુઃખમાંથી છોડાવી શકે, તોજ આ અવસરે મારૂં રક્ષણ થઇ શકે. મને એમ લાગે છે કે, હજુ પણ જો હું ઘેર જાઊં, તો મારો ધણી કોઈ પણ રીતે મારો પરિત્યાગ કરશે નહિ-મને ઘરમાંથી કાઢી નહિ મૂકે-સંઘરશે." તે સાંભળીને તેણે કહ્યું કે, "બીજી જે કંઇ વાત તું કહીશ, તે હું મારી માને કહી શકીશ, પરંતુ જે કામને સારૂ તેણે દોઢસો રૂપિઆ આપીને તને આ ઠેકાણે આણી છે, તે કામની વિરૂદ્ધમાં તો એક અક્ષર સરખો પણ મારાથી તેને નહિ કહી શકાય."

મેં પૂછ્યું, "શા કામને સારૂ મને અહિં આગળ આણી છે વારૂં ?"

તેણે કહ્યું, "શા કામને સારૂ તને અહિં આગળ આણી છે, તે શું તું પોતે સમજી શકતી નથી કે ? અથવા નજરથી પણ શું જોઇ નથી શકતી ? આ ઘરની અંદર જેટલી છોકરીઓને તું જુવે છે, તે સઘળીઓને પણ તારી પેઠેજ એકે એકે કરીને અહિં આણેલી છે. અને તેઓ જે કામ કરે છે, તે તું નજરોનજર નિત્ય જુવે છે. તેજ પ્રમાણેનું કામ

તારે પણ કરવું પડશે. જો કદિ તું કમાવાને ના કબૂલ કરે—હઠીલી થાય અથવા અહિંથી જતી રહેવા ચહાય—તો પછી તારૂં પ્રતિપાલન કરવામાં જે ખર્ચ થાય છે, તે કયાંથી આવવાનું હતું વારૂ ? અને જેટલા રૂપિઆ ખર્ચીને તને વેચાતી આણી છે, તે રૂપિઆ પણ કોણ આપે ?"

તે છોકરીની આવી (ખરા દિલની) વાત સાંભળીને, આટલા દિવસ પછી આજ અત્યારે સઘળી વાત સ્પષ્ટ રીતે મારા સમજ્યામાં આવી શકી. હવે મને સમજણ પડી કે, મારા જીવતરનો કેવો ભયાનક સમય પાસે આવી લાગ્યો છે. અને કુલસમે જે લોઢાની એડી મારા પગમાં પહેરાવી દીધી છે ( પગમાં એડી પહેરાવીને કેદ કર્યાની પેઠે મને પકકા બંદોબસ્તથી અહિં પૂરી રાખી છે) તે એડી ભાગવાનો (એના હુકમ સિવાય ) બીજો કોઇપણ ઉપાય નથી. મુસલમાનનું અન્ન ખાધાથી મારી જાત તો ગઈ છે—હું વટલાઇ તો ચૂકીજ છું;—પરંતુ આટલા દિવસ પછી હવે મારા સમજ્યામાં આવ્યું કે, સ્ત્રી જાતિનો જે સૌથી મુખ્ય ધર્મ ( પતિવ્રતાપણું ) તે પણ હવે મારાથી રાખી--સાચવી--શકાશે નહિ ! કાતમાના જુલમને લીધે, એવું અમૂલ્ય ધન મારે ખોઇ દેવું પડશે ! !

પછી મેં મનમાં ને મનમાં એવું નક્કી કર્યું કે, " અહિં આગળ તો કોઇના પણ તરફથી કોઇપણ પ્રકારનો ઉપકાર થવાની-કશીએ સાહાય મળવાની-- કાંઇ સંભાવના નથી. તેટલા માટે આ ચૂડેલોની આગળ કાલાવાલા કે ખુશામત-આજીજી કરવી એ નિશ્ચય વૃથાજ છે. યવનનું અન્ન ખાઇને-મુસલમાનના હાથનું જમીને જ્યારે મારી જાત તો મેં ખોઇ દીધી છે, ત્યારે તો હવે મારૂં કર્ત્તવ્ય-મારી ફરજ--માત્ર એજ છે કે, મારા ધર્મને-પતિવ્રતાપણાને-જાળવી રાખીને એમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું, અને લાગ જોઇને નીચેના બહારના મોટા બારણાએ વાસવામાં આવતા તાળાની કુંચી કોઇપણ રીતે હાથ કરી લેઇને, કોઇના પણ જાણવામાં કે સમજવામાં ના આવે એવી રીતે કોઇપણ તદ્બીરથી અહિંથી નાશી જવું.

---

## પ્રકરણ ૫ મું.

જે દિવસે મેં મારા મનમાં ઉપર પ્રમાણેનો સંકલ્પ -મનસુબો-કર્યો, તેજ દિવસે મધ્યાન્હકાળની વેળાએ નિત્યના નિયમ પ્રમાણે જમી પરવારીને, સર્વે જણીઓ એકે ઓરડાની અંદર સૂઈ ગઈ, તે વખતે બીજી

બધી છોકરીઓ પ્રથમ ફાતમાના ચારે તરફ બે-શાને તેની ચાકરી કરવા લાગી—કોઇ તેના હાથ, તો કોઈ તેના પગ દબાવવાને ચાંપવા મંડી; અને કોઇએ તેના શરીર ઉપર તો કોઇએ તેના કપાળે ને માથે હાથ ફેરવવાનું શરૂ કર્યું. એવી રીતે દરેક છોકરી પોત પોતાનું નક્કી કરેલું કામ કરતી હતી, તેવામાં તે-ફાતમા—ઊંઘી ગઇ. અને તે ઊંઘી એટલે બીજી છોક-રીઓ પણ જેમ ફાવ્યું તેમ એકે એકે સૂઇ જઇ-ને, ધીમે ધીમે ઊંઘી ગઇ. હું ફાતમાની પાસેજ સૂતી હતી. તેથી આવો લાગ જોઇને હું આસ્તે આસ્તે ઊઠીને બેઠી થઈ, અને તેની કમ્મરે પેલા બારણાના તાળાની જે કુંચી લટકતી હતી, તે બહુ સાવચેતીથી જાળવીને મેં છોડવા માંડી. ગમેતેમ કરીને એ કુંચી લઇને તે વડે નીચેનું બારણું ઉઘાડીને આ જમપુ-રીમાંથી જતી રહું, એમ મેં ધાર્યું હતું. પરંતુ મારૂં અદૃષ્ટ—નસિબ—એવું ફૂટેલું હતું કે, એ કુંચી છોડી લેવાની સાથેજ ફાતમાની ઊંઘ ઊડી ગઇ—તે જાગી ગઇ. તેથી તરતજ તે ઊઠીને બેઠી થઇ, અને ખૂબ જોરભેર મને એક તમાચો લગાવી દેઈ, મારા હાથમાંથી કુંચી ઝુંટાવી લેઇને કહ્યું કે, "તારી એ-ટલી બધી તાકાત છે કે, તું આ ફાતમાના ઘરમાંથી

નાશી જવાની પેરવી કરે છે? પણ એમાં હું તારો કશોએ વાંક કાઢતી નથી; કારણ કે મારી રીત-ભાત કેવી છે, તે તું હજુ સુધી જાણવા પામી શકી નથી. આજથી હવે તું જોઇશ કે, તારા પ્રત્યે હું કેવી ચાલ ચલાવું છું; તેમજ હું પણ જોઇ લેઇ-શ કે, તું મારા હાથમાંથી નાશી જવાની તજવીજ કેવી રીતે કરે છે?" આમ કહીને તે ત્યાંથી ઊઠીને ઊભી થઇ, અને મને પકડીને એક ઓરડીની અંદર પૂરી દીધી; તથા તેની દીકરીને અને બીજી પણ બે છોક-રીઓને તેજ ઓરડીની અંદર મારી સાથે રાખીને, બા-રણાં બંધ કરી લેઈ બહારથી તાળું મારી દીધું. તેની દીકરી અને પેલી બીજી બે છોકરીઓને તેણે કહી દીધું કે, "તમે બેશ સાવચેત થઇને રહેજો. અને જો કદિ એ છોડી કોઇ પણ પ્રકારની આડી ચાલ ચલાવે, તો તરતજ મને બોલાવજો. હું આવીને ને-તરના સપાટાથી એની સઘળી બદમાશી સુધારી દેઇશ."

પછી અમે એવી રીતે તે ઓરડીની અંદર બં-ધીવાનની અવસ્થામાં તે દિવસનો બાકીનો ભાગ પૂરો કર્યો. બાદ સંધ્યાકાળ થવાની કંઇક પહેલાં ફાત-માએ આવીને બારણાં ઊઘાડયાં, એટલે અમે સર્વેએ બહાર આવીને અવશ્ય-કર્ત્તવ્ય-કર્માદિ કરી લેઈને

વાળું પાણી કરી લીધું. અને તે પછી તરતજ ફ્રા-
તમાએ પાછી મને એકલીનેજ પેલી કોટડીની અંદર
ધકેલી ઘાલીને, બારણાં બંધ કરી લેઇ, પ્રથમની પે-
ઠેજ બહારથી તાળું મારી દીધું, અને પછી તે પોતે
હંમેશ પ્રમાણે બીજી છોકરીઓને લઇને, હાથમાં ને-
તરના સોટી રાખીને, સામેના બારણાની બાજુ પરની
કોટડીની રસ્તા ઉપની બારી ઉઘાડીને ત્યાં આગળ બેઠી.

ફ્રાતમાના ઘરનું મુખ્ય અંદર દાખલ થવાનું ની-
ચેનું મોટું બારણું નિરંતર અંદરની બાજુએ તાળું મા-
રીને બંધ કરી રાખવામાં આવતું. કાંઇ પણ પ્રયોજન
પડતું તો તે જાતે જઇને તે બારણું ઉઘાડી આવતી
અને પોતાના હાથેજ ફરીને પાછું બંધ કરી દેતી.
રસ્તાની કોટડીમાં છોકરીઓને બેઠેલી જોઇને જો કદિ
કોઇ કુચાલનો પુરૂષ, તેની કુડી કામના પૂર્ણ કરવાની
આશાથી, તે ધરમાં દાખલ થવાને ચહાતો, તો, પ્ર-
થમજ ફ્રાતમા તેની સાથે વાતચીત અને આપવા
મૂકવાનું નક્કી કરીને પછી બારણું ઉઘાડતી, અને તેને
ઘરમાં લઇ લઇને ફરીને પાછું પોતાને હાથેજ બંધ
કરીને તાળું ઠોકતી. ટૂંકામાં એ કે, છોકરીઓને લેઇને
તે એવી સાવચેતીથી રહેતી હતી કે, તેઓમાંથી કોઇ
પોબારા ગણી જવાની પેરવી કરે, તોપણ, કોઈ

પણ રીતે તેમાં ફાવી શકે નહિ.

મને પૂરેલી ઓરડીની અંદર બંધીવાનની પેઠે થોડીવાર બેસી રહ્યા બાદ મેં જોયું કે, તે ઓરડીનાં બારણાં ઉઘડયાં, અને એક મોટા ભીમના ભાઇ જેવા પુરૂષ હાથમાં દીવો લઇને તેની અંદર આવ્યો. એ પુરુષને મેં અગાઉ અનેક વાર જોયેલો હતો, કારણ કે ઘણુંકરીને દરરોજ તે ફાતમાની પાસે આવતો હતો. તેણે ઓરડીની અંદર આવીને હાથમાંનો દીવો એક ઠેકાણે મૂકી દીધો, અને બારણાં બંધ કરી દેઇ અંદરથી તાળું મારી, મારી પાસે આવીને બેઠો. એની સ્થિતિ–રીતભાત જોઇને હું સમજી ગઇ કે, આજ એ મારૂં સત્યાનાશ વાળવાના હેતુથીજ મારી ઓરડીની અંદર આવ્યો છે. તેથી હું તેની પાસેથી ઊઠીને જરા દૂર જઇને બેઠી. પણ જોઊં છું તો તે પણ તરતજ ઉઠીને મારી પાસે આવીને બેઠો, અને મારા ઉપર બળાત્કાર ગુજારવાના ચાળા કરવા લાગ્યો. તે વેળાએ મારૂં શું ગજું કે હું તેનો હાથ તરછોડી કાઢીને ત્યાંથી પલાયન કરી શકું? તેમાં પાછું અધુરામાં પૂરૂં બારણે તાળું વાશેલું હતું. તેથી લાચાર થઇને આખરે મેં જાણે તેના કહ્યા પ્રમાણે કરવાને રાજી હોઊં એમ દેખાડયું; અને સા-

શે લાગ જોઇને તેના ગાલ ઉપર એવા જોરભેર બચકું ભર્યું કે, મારા દાંતની સાથે તેના ગાલનું માંસ ચોટી આવ્યું–ગાલ કપાઇ જઇને માંસનો લોચો મારા મ્હોમાં આવી ગયો. આથી પીડા થયાને લીધે બાહાવરો બની જઇને તે મને છોડી દઇને લોહીલુવાણુ શરીરે ઓરડીમાંથી બહાર નીકળી ગયો. તે વેળાએ બારણાં ઉઘાડાં રહી ગયેલાં જોઇને હું પણ અંદરથી બહાર નીકળી આવી, પરંતુ (પકકા બંદોબસ્તને લીધે) ઘરની બહાર જતી રહેવા પામી નહિ.

પેલો માણુસ ઓરડીમાંથી નીકળી જઇને ફાત-માની પાસે ગયો. તેની એવી અવસ્થા થયેલી જોઇને ફાતમા ક્રોધથી એકેવારે બળી ઉઠી, અને કોઇને પણ કાંઇ ના કહેતાં, તેના હાથમાંની સોટી સહિત મારા તરફ ધસી આવી. પ્રથમ તો તે જે ઓરડીમાં મને પૂરી હતી, તેમાં પેઠી, પરંતુ ત્યાં આગળ મને નહિ જોયાથી, આમ તેમ ફાંફાં મારવા લાગી. તેનો ડોળ જોઇને મારા મનમાં અતિશય ભય ઉપજ્યો, પરંતુ સંતાઇ રહેવાનું કોઇ પણ ઠેકાણું ના જડયાથી, ઉપર જે બાજરૂં હતું તેમાં પેશી ગઇ. પછી તે પણ મને શોધતી શોધતી છેવટે ત્યાંજ આવીને ઉભી રહી, અને ત્યાં આગળ મને સંતાઇ રહેલી જોઇને, કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના

એકદમ તેણે મારો ચોટલો પકડીને મને ત્યાંથી બહાર ખેંચી કાઢી; અને બહાર લાવીને મેં પહેરેલાં લૂગડાં કાઢી લઇને ખૂબ જોરશોર મારા શરીર પર સોટીઓનો માર મારવા મંડી પડી. પહેલ વહેલા એક બે સપાટા તો મેં સહન કર્યા, પરંતુ તે પછી સહન નહિ થઇ શકવાથી ખૂબ મોટેથી બૂમો પાડીને રડવા લાગી. પણ મારા એમ રડવાથી તે મને મારતી કાંઇ બંધ રહી નહિ, આંખો મીંચીને માર્યેજ ગઇ. પછી રહેતે રહેતે મારી બૂમો પણ બંધ પડી જવા માંડી. મારાથી રડી શકાયું નહિ. અને હું અચેતન-બેભાન-થઇને ત્યાંજ આગળ પડી ગઇ. ત્યાર પછી મારા અદૃષ્ટમાં શું બન્યું, તે હું કહી શકતી નથી. પણ જ્યારે મને ભાન આવ્યું, ત્યારે મેં જોયું કે હું ફાતમાના ઓરડામાં સૂતેલી છું. પરંતુ તે વેળાએ પણ મારા શરીરે એવી વેદના થતી હતી, અને ઠેકાણે ઠેકાણે એવા સોળ ભરીને ચામડી ચિરાઇ ગઇ હતી કે મારામાં પાસું ફેરવવાની પણ શક્તિ નહોતી.

સજ્જનો ! હું શું કહું ! મારી એવી દરદી દશામાં, મારામાં હાલવા ચાલવાની પણ શક્તિ ના મળે એવી અવસ્થામાં પણ, ફાતમાએ મારૂં નસીબ ફોડયું, મારૂં સત્યાનાશ વાળ્યું ! તેનાજ કાવતરાથી હું મારૂં

અમૂલ્ય રત્ન હારી બેઠી! ત્યાર પછી તેનાજ યત્નથી, તેણેજ બરદાસ્ત ચાકરી કર્યાથી હું સાજી થઇ; અને સોટીઓના સપાટાથી મારા શરીર પર જે સોળ ઉઠયા હતા તથા ચીરા પડયા હતા, તે પણ રહેતે રહેતે મટી ગયા. પરંતુ મારા હૃદયમાં જે સોળ ઉઠયો છે, ચીરો પડયો છે, તેની નિશાની ટળી ગઇ નથી! કલંકનું જે ચિન્હ પડયું છે, તે મર્યાથી પણ મટવાનું નથી! પછી તે સમયથી મારો સઘળો દર્પ —સઘળું અભિમાન—સઘળું તેજ, છુંદાઇને ચૂરા થઇ ગયું; અને બીજી છોકરીઓની જે દશા હતી, તે દશા મારી પણ થઇ પડી! ત્યારબાદ છેવટે જે જે બન્યું હતું, તેની સઘળી હકીકત આપ જાણી ચૂક્યા છો. (પોલીસે અમને પકડી કાઢી ગુન્હેગારોને તેમના કર્મનાં ફળ ભોગવતાં કર્યાં છે, એ વાત પાછળ આવીજ ગઇ છે.)

---

## બીજી છોકરીની હકીકત.

## પ્રકરણ ૧ લું.

મારૂં નામ આન્દિ છે, પરંતુ હાલમાં તો મારૂં 'બેલા' એવું નામ પાડેલું છે. મારી ઉમ્મર કેટલી છે,

તે હું કહી શકતી નથી; પરંતુ એમ લાગે છે કે, દશ વરસથી વધારે નહિ હોય. મારૂં રહેવાનું ઠેકાણું એગ્રા થાણાના તાબાના આફૂલાબાદ ગામમાં છે. મારા બાપનું નામ લક્ષ્મણ છે, પણ તે ઘણા દિવસ થયાં મરી ગયા છે. મારી માનું નામ દિલિ છે, અને તેજ મારૂં પ્રતિપાલન કરે છે, તથા મારો બનેવી હરિ કરંગા કરીને છે, તે સર્વદા અમારી ખબર અંતર રાખતો રહે છે.

આ કલકત્તા શહેરની અંદર તો અમે ઘરમાંથી બહાર નીકળવા પામતાં નથી, પરંતુ અમારા ગામડા ગામની અવસ્થા કાંઈ તેવી રીતની નથી. ત્યાં આ-ગળ સંસારનાં કેટલાંક કામકાજ અમારે જાતે કરવાં પડે છે ખરાં, પરંતુ નવરાશ મળતાંજ ગામની અંદર આ ઘર ને પેલું ઘર એમ કરીને રમતાં ફૂદતાં ફરવાની અમને કશી મના નથી. તે પ્રમાણે આશરે એક મા-સ ઉપર એક દિવસ હું મારા ગામની અંદર રમતી રમતી બીજા મહોલ્લામાં જઈ ચડી. તે મહોલ્લામાંના એક ઘરની સામે એક સ્ત્રી મારા જોવામાં આવી; અને પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે, તે-નાં બે નામ છે, એક નામ ચાંપા, અને બીજું નામ આન્દિ. એ સ્ત્રી કુલસમ અકુવાળીની (આગલા ઘર-

ની) સાસુ થાય છે. વળી એ પણ મારા જાણવામાં આવ્યું હતું કે, કુલસમ અડ્ડાવાળી મૂળે તો હિંદુની કન્યા અને હિંદુની સ્ત્રી હતી; અને અમારા ગામની એ ચાંપાના છોકરાની સાથે તેનું લગ્ન થયું હતું. પરંતુ જુવાનીના આરંભમાંજ તે વિધવા થઇ, અને તેથી તેણે તેના જાતિ કુળના ઉપર પાણી ફેરવ્યું. પછી તે દુષ્ટ લોકોની શિખવણીએ ચઢીને કલકત્તામાં આવી, અને મુસલમાની થઈ જઇને તેની નીચ પ્રવૃત્તિની પરિચાલના કરવા મંડી–કુકર્મ કરવા મચી પડી. ત્યારબાદ થોડાક વરસની અંદર તો તે કલકત્તા શહેરની એક અડ્ડાવાળી થઈ પડી, અને તેણે મનમાન્યા પૈસા પણ એકઠા કર્યા. એમ પૈસા ભેગા થવાની સાથેજ, તેનો ભાઇ, તેની બેન, તેની સાસુ વગરે સગાં વહાલાંઓ રહેતે રહેતે તેને વશ થઇ પડયાં. અને તેની સલાહ પ્રમાણે કામકાજ કરીને, તેઓ પણ, નીચ ધંધાથી મળતા પૈસા પેદા કરવાને સમર્થ થયાં.

ચાંપાએ મને આગળ થઇને–તેના મહોલ્લામાંથી –જતી જોઇને હાક મારીને બોલાવી. અને પ્રથમથીજ હું તેને ઓળખતી હતી તેથી તેની હાક સાંભળીને હું તેની પાસે ગઈ. પછી તેણે મને કહ્યું

કે, "દેખ આન્દિ! તારી મા બહુજ દુઃખ વેઠી
તારૂં પ્રતિપાલન કરે છે; તે છતાં પણ તે તને સ
ખાવાનું કે પહેરવાને સારૂ સારૂં લૂગડું આપી શક
નથી. આપણા ગામથી બહુ નજીકમાં એક સા
મોટો ધનવાન માણસ રહે છે, તે જેવો દયાળુ
તેવોજ દાતાર પણ છે. તેથી જો તું મારી સા
તેની પાસે આવીશ, તો તે જરૂર તને ઉત્તમ ઉત્ત
પ્રકારનું ખાવાનું તથા સારાં ઊંચી જાતનાં લૂગ
આપશે; અને જો કદિ હું એને કહીશ, તો વળી
એકાદ ઘરેણાની જણુશ પણ તને આપશે."

એ ચાંપાની એવી વાત સાંભળીને મેં તેને
હ્યું, "માને પૂછ્યા વિના હું તમારી સાથે આવી શ
નહિ. તેટલા માટે મારી માને પૂછી જોઇને હમણ
જ તમારી પાસે પાછી આવુંછું" આમ કહીને એ
દોટ મૂકીને હું ત્યાંથી ચાલી ગઈ.

પછી મેં ઘેર જઇને મારી માને તે વિષે પૂછ
જોયું. તેના ઉત્તરમાં તેણે એવું કહ્યું કે, "તું ગરીબ
ની છોડી છે, માટે ઇશ્વરે તને જેવું આપ્યું છે, તે
વામાંજ તારે સંતોષ માનીને રહેવું જોઇએ. તા
સારાં સારાં લૂગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાંની ગરજ
શી છે? ચાંપાની વાત સાંભળીને તું કદિ ભૂલાવામ

પડતી નહિ, અથવા તેના કહેવા પર વિશ્વાસ રાખીને કદિ પણ એની સાથે કોઇ પણ ઠેકાણે જઇશ પણ નહિ. એ બહુજ નઠારી, કાળાં કામ કરનારી સ્ત્રી છે. આપણા ગામનું કોઈ પણ માણસ એની વાતનો કદિ પણ વિશ્વાસ કરતું નથી. હવેથી તું કદિ એના મહોલ્લામાં રમવા જઇશ નહિ, હો."

માનું આવું કહેવું સાંભળીને હું એ ચાંપાની પાસે પાછી ગઇ નહિ; અને જે મહોલ્લાની અંદર તેનું ઘર હતું, તે મહોલ્લામાં રમવા જવાનું પણ કેટલાક દિવસ સુધી મેં બંધ કરી દીધું હતું. એવી રીતે કેટલાક દિવસ વીતી ગયા. ત્યારબાદ માએ મને જે મના કરી હતી, તે રહેને રહેને હું ભૂલી ગઇ, અને પહેલાં જે મહોલ્લામાં રમવા જતી હતી, તેજ મહોલ્લામાં પાછું મેં રમવા જવા માંડયું.

પછી એક દિવસ હું તે મહોલ્લામાં જતી હતી તે વેળાએ મારા જોવામાં આવ્યું કે, ચાંપા તેના ઘરના બારણાની અંદર ઊભી રહેલી છે. તેણે મને જોઇને કહ્યું કે, "તું કયાં જાય છે? આમ આવ, એક વાત કહું તે સાંભળીને જા."

તેની વાત સાંભળીને મારી માનું કહેલું મને યાદ આવ્યું. અને મનમાં ને મનમાં એવો મનસુબો

કર્યો કે, એની પાસે નહિ જાઉં; પરંતુ તેણે વારંવા
એ પ્રમાણે મને બોલાવ્યા કર્યાથી, રહેતે રહેતે માન
વાત મને વિસારે પડી ગઈ, અને હું તેની પાસે
જઈને ઉભી રહી.

એવી રીતે જેવી હું તેની પાસે ગઈ, તેવો
તેણે મારો હાથ પકડી લીધો અને મને કહ્યું, "કે
રે છોડી! તે દહાડે મેં તને જે જે વાતો કહી હ
તી, તે બધીએ શું તું ભૂલી ગઇ કે? મેં શું મા
કોઇ પણ પ્રકારના સ્વાર્થને સારૂ એ બધી વાત કર
હતી? એવું ખોટું કદિ સમજતી નહિ. તારા ભલા
સારૂજ મેં તને એવી સારી સલાહ આપી હતી. હ
લમાં મેં તારે માટે સઘળો બંદોબસ્ત બરાબર કર
રાખ્યો છે, હમણાંજ તું મારી સાથે ત્યાં આગળ ચાલ
પછી જોજે કે, તને કેવું કેવું ખાવાનું આપે છે, કે
પહેરવાનું આપે છે, અને સોના રૂપાનાં ઘરેણાં પણ
કેટલાં આપે છે! આ બધી વાત શું માને પૂછવી જો
ઇયે કે? જ્યારે તું એવાં સોના રૂપાનાં ઘરેણાં અ
સારાં સારાં લૂગડાંલત્તાં લઇને ઘેર આવીશ, ત્યા
પછી જોઇ શકીશ કે, તારી મા તારા ઉપર કેવ
ખુશ ખુશ થઇ જાય છે."

આવો જાતની બીજી પણ અનેક વાતો કહેત

કહેતાં તે મારૂં કાંડું પકડીને મને તેના ઘરની અંદર લઇ ગઇ. એની કોઇ પણ વાતનો ઉત્તર આપવાનો અવસરજ મને ના આપ્યો, તેથી મરજી નહિ છતાં પણ ના ચાલે મારે તેના ઘરની અંદર જવું પડયું.

એ પ્રમાણે બળાત્કારે તેના ઘરની અંદર જઇને મેં જોયું તો, ત્યાં આગળ એક આદમી બેશી રહેલો છે. પાછળથી હું જાણી શકી હતી કે એ આદમીનું નામ વીરૂ ધોપ છે, અને જેવી રીતે કરીને તે મને હરણ કરી ગયો--ઉઠાવીને લઇ ગયો–તેવીજ રીતે કરીને લોકની છોકરીઓને ચોરી લેઇ જવી, એજ તેનો ધંધો હતો. મને જોઇને એ વીરૂ ધોપે ચાંપાને કહ્યું, “ આ છોડી જો કે ઉમ્મરમાં કંઇક નાની છે પરંતુ દેખવામાં તો ખોટી નથી. આ કામમાં આપણને કાંઇ નુકસાન નથી, પણ ઉલટો બહુ સારો લાભ થવાનોજ સંભવ છે. હાલમાં તો હજુ ઘણો દિવસ છે, તેથી એને કોઇક ઠેકાણે સંતાડી રાખો; રાત પડયા વિના એને લઇને અહિંથી ચાલી જઈ શકાશે નહિ.” વીરૂની આવી વાત સાંભળીને ચાંપા બોલી કે, “એ બાબતની તો તમારે કંઇ પણ ફિકર ના કરવી; એ વિષેના બંદોબસ્તનો ભાર મારા ઉપર. હું એને એક એવા ઠેકાણે સંતાડી રાખું છું કે, કોઇ

પણ સહેજમાં તેને શોધીને બહાર કાઢી શકશે નહિ."

ચાંપાનું ઘર છેક નાનું હતું. તેમાં માત્ર ત્રણજ ખંડ હતા. એમાંના એક ખંડમાં તેને સૂવા બેસવાનું હતું, બીજામાં રસોઇ વગેરે થતું હતું, અને ત્રીજા ખંડની અંદર બે ગાયો બંધાતી હતી. તેમાંથી એ ત્રીજા એટલે જેમાં ગાયો બંધાતી હતી તે ખંડમાં ચાંપા મને લઈ ગઇ, અને મને ત્યાં આગળજ રાખીને તેણે બહાર નીકળી જઇ, તેનાં બારણાં બંધ કરી દીધાં. આમ બન્યાથી આટલી વાર પછી મારા સમજ્યામાં આવ્યું કે, મને કેદ કરી રાખવાને સારૂ ચાંપા આ સઘળી તજવીજ કરી રહી છે. પછી તે ખંડની અંદર બેઠે બેઠે મેં બહુ મોટી મોટી બૂમો પાડીને રડવા માંડયું, પરંતુ કોઇએ પણ મારૂં એ રડવું સાંભળ્યું નહિ.

એમ કરતાં કરતાં રાત પડી, અને જ્યારે ગામના સૌ લોક સૂઇ રહીને ઊંઘી ગયા, ત્યારે પછી ચાંપા મને તે ગાયગમાણવાળા ઓરડામાંથી બહાર કાઢીને તેના સૂવાના ઓરડામાં લઇ ગઇ. તે વખતે વીરૂ ઘોષ પણ ત્યાં આગળ ઊભેલોજ હતો. જે વેળાએ મને એ ઓરડાની અંદર આણવામાં આવી, ત્યારે હું પહેલા કરતાં પણ વધારે મોટી બૂમો પા-

ડીને રડવા લાગી. તેથી મારી એવી અવસ્થા જોઇને વીરૂ ઘોષે મને પકડી, અને એક મોટા લાંબા લૂગડા વતી મારૂં મ્હો એવી રીતે જકડીને બાંધી લીધું કે, પછી મારામાં બોલવાની જરાએ શક્તિ ના રહી; માત્ર મહા મહા દુઃખે જેમ તેમ કરીને જરા જરા શ્વાસ લેઇ શકતી હતી. આવી અવસ્થામાં તેજ રાત્રિને વખતે એ વીરૂ ઘોષ અને ચાંપા મને તેડી લઇને તે ઘરમાંથી બહાર નીકળી પડયાં; અને રહેતે રહેતે ગામમાંથી બહાર નીકળી જઇને આગળ ચાલવા લાગ્યાં. કોઇવાર વીરૂ ઘોષ મને કેડે તેડીને ચાલવા લાગ્યો, તો કોઇવાર વળી ચાંપા તેની કેડ પર મને બેસાડીને ચાલવા લાગી. એવી રીતે આખી રાત ચાલતાં ચાલતાં વહી ગઇ, અને વહાણું વાતાં અમે એક ઠેકાણે જઇ પહોંચ્યાં. પછી ત્યાં આગળ વીરૂ ઘોષે મારા મ્હો પર બાંધેલું લૂગડું છોડી નાંખ્યું, અને મને લેઇને એક મોટા વિશાળ પિંપળાના ઝાડ તળે જઇને બેઠાં. આખી રાત મારૂં મ્હો બાંધી રાખ્યાથી હું કેવીએ એક તરેહની બની ગઇ હતી. એ ઠેકાણે ઘણીવાર સુધી બેશી રહ્યાથી–વિસામો કર્યાથી–ફરીને મારા શરીરમાં જાણે બળ આવ્યું. પછી તે વેળાએ મેં જોયું કે–વિચાર કર્યો કે–રડવાથી હવે કંઇ ફળ

થવાનું નથી, તેથી ત્યારથી મેં રડવાનું પણ છોડી દીધું.

---

## પ્રકરણ ૨ જું.

વીરૂ અને ચાંપાએ જ્યારે જોયું કે, હું જરા હોંશિયારીમાં છું, અને મેં રડવાનું બંધ કરી દીધુંછે, ત્યારે તેમના મનમાં કંઈ દયા ઉત્પન્ન થઇ. તેથી ચાંપાએ વીરૂને કહ્યું, "આ છોડી કાલની આખી રાત ભૂખે મરેલી છે, તેથી નિશ્ચય તેના પેટમાં બિલાડાં બોલતાં હશે અને તેની આંખોએ અંધારાં આવતાં હશે; માટે એને કંઇક ખાવાનું આણી આપો." તે સાંભળીને વીરૂએ (રસ્તા પરની) નજીકની એક સામાન્ય દુકાનેથી એક પૈસાના મમરા મને આણી આપ્યા. આગલે દહાડે દિવસની વેળાએ માત્ર એક વાર મેં ખાધું હતું, અને રાત્રે તો પાણીનું ટીંપું સરખું પણ જીભ પર મૂકવા પામી નહોતી, તેથી ભૂખને લીધે હું છેક બેહાલ બની રહી હતી. તેથી કરીને વીરૂ જે મમરા લઇ આવ્યો તે એક પણ અક્ષર બોલ્યા વિના હું ખાઇ ગઇ. અને નજીકની એક તલાવડીમાં જઈ પાણી પી આવીને જરા ટટાર થઈ.

પછી તે ઠેકાણેથી તેમણે પાછું ચાલવા માંડ્યું. પરંતુ આ વખતે એ એમાંના કોઇએ મને તેડી નહિ, તેમ લૂગડાવતી મારૂં મ્હો પણ બાંધી ના લીધું. ચાંપા આગળ ચાલી, હું તેની પુંઠે પુંઠે, અને વીરૂ ઘોપ મારી પાછળ પાછળ, એ પ્રમાણે અમે હિંડવા લાગ્યાં. મેં જોયું કે, વીરૂ ઘોપ એવી સાવચેતીથી મને લઈ જાય છે, કે કોઇ પણ રીતે ત્યાંથી નાશી જવાનો લાગ મળે તેમ નથી. પછી મેં ચાંપાને પૂછ્યું કે, "મને ક્યાં લઇ જાઓ છો?" તેના ઉત્તરમાં તેણે કહ્યું કે, "જે ઠેકાણે જવાની વાત પહેલાં મેં તને કરી હતી, તેજ ઠેકાણે લઇ જઇએ છીએ. તારા ભલાને સારૂજ તને લેઇ જવામાં આવે છે."

તે સાંભળીને મેં તેને કહ્યું, "મારૂં જે ભલું હું ચાહાતી નથી, તેવા ભલાને સારૂ તમે આટલી બધી ધમાધમ શા સારૂ કરો છો? મારૂં ભલું કરવાનું તમારે કાંઇ પ્રયોજન નથી; મને છોડી દો, હું મારે ઘેર ચાલી જાઉં. મારૂં ભલું કરવાના પહેલાંજ તમે મને ગાયગમાણના કો'ડિયામાં પૂરીને અને આખરે મારૂં મ્હો અને આંખો બાંધી લઇને જેવા પ્રકારનું દુ:ખ દીધું છે, તેનાથીજ હું બેશ સમજી શકી છું કે, મારૂં કેવું ભલું થવાનું છે."

મારા આવા બોલ સાંભળીને ચાંપા કંઇક ક્રોધ કરીને બોલી કે, "તું જાણેજ છે કે અત્યારે તું એકલી છે. તારી સાહાય કરનારાં કહે કે તારાં શત્રુ કહે, પણ અમારા સિવાય અહિં આગળ તારૂં બીજું કોણ છે વારૂ ? અમે ધારીએ તો તારૂં ભલું પણ કરી શકીએ, અને ભૂંડું પણ કરી શકીએ તેમ છે તેટલા માટે, આવી અવસ્થામાં તો અમે તને જે પ્રમાણે બોલવા કરવાનું કહીએ, તેનાથી ઉલટું કરીશ, તો તરત જ તને મારીને કોઇ મેદાનની અંદર ફેંકી દઇશું; બીજું કોઇ જાણવા પણ પામશે નહિ, અને સાંભળવા પણ પામશે નહિ."

તેની આવી ધમકી સાંભળીને મેં તેને પૂછ્યું, "મારે શું બોલવું પડશે વારૂ ?"

તેણે કહ્યું, "જો કદિ કોઇ હાલમાં તને પૂછે કે, અમે કોણ છીએ, તો તારે કહેવું કે, વીરૂ ઘોષ મારો (ચાંપાનો) ભાઇ છે, અને તું એ વીરૂની કન્યા છે."

તે સાંભળીને મેં કહ્યું, "જે મારો બાપ નથી, તેને હું બાપ કહું શી રીતે ?"

ત્યારે ચાંપાએ કહ્યું કે, "શી રીતે તે કાંઇ હું જાણુતી નથી, પણ તારે એમ કહેવુંજ પડશે. અને જો નહિ કહે, તો પછી તારા દુઃખનો પાર રહેવાનો નથી."

મેં કહ્યું, "દુ:ખ તો હું જેટલું જોઈએ તેટલું પામી ચૂકીછું જ; એના કરતાં વધારે દુ:ખ બીજું શું પામવાની છું ? બે દિવસ થયાં ખાવા પામી નથી, બંધનની વેદના હજુ સુધી પણ મારા મ્હોં અને મારી આંખોએથી મટી નથી, અને ચાલી ચાલીને પગે ફ્રફોલા પણ ઉઠે છે, તો પછી એના કરતાં વધારે દુ:ખ બીજું શું છે કે તે હું પામીશ ?"

ચાંપાએ કહ્યું, "શું દુ:ખ છે, તે જ્યારે દેખશું ત્યારે જોઇને જાણી શકીશ. હમણાં તો ચાલ."

આ પ્રમાણે વાતોચીતો કરતાં કરતાં અમે ચાલવા લાગ્યાં. રહેતે રહેતે સૂરજ છેક નમી ગયો અને સાંજ પડી ગઈ. એક તો ભૂખથી પેટ બળી જતું હતું, અને ભયથી મ્હોં સૂકાઇ–કરમાઇ જતું હતું, તેના ઉપર પાછું આખો દિવસ ચાલચાલ કર્યું, તેથી હવે મારાથી ચાલી શકાયું નહિ; રસ્તામાંજ એક ઠેકાણે હું બેશી ગઇ. મારી આવી અવસ્થા જોઇને આખરે તેઓ નજીકની એક દુકાન પર ગયાં.

અત્યાર સુધી અમે જેટલે દૂર ચાલી આવ્યાં હતાં, તે બધુંએ મેદાનોમાં થઇનેજ આવ્યાં હતાં. રસ્તે રસ્તે તો બિલકુલ ચાલ્યાંજ નથી, તેથી સીધે માર્ગે થઇને જતા આવતા વટેમાર્ગુ માણસોમાંના

કોઇની પણ સાથે અમારે ભેટો—મેળાપ—થયો નહોતો. માત્ર જે એકાદ જણની સાથે મેળાપ થઇ ગયો હતો, તે બધાએ ખેડુતો હોવાથી તેમના ખેતીવાડીના કામ કાજમાંજ તેમનું સઘળું ધ્યાન લાગેલું હતું. ( એમાંના કોઇએ અમને કાંઇ પૂછ્યું ગાછ્યું નહોતું. )

ઉપર કહેલી જે દુકાને અમે ગયાં, તે દુકાન રસ્તાને માથેજ હતી. અમે તે દુકાનની અંદર જઇને બેઠાં, અને જોયું તો, તે રસ્તે થઇને ઘણા લોક જતા આવતા હતા. તે ઉપરથી મેં એમ ધાર્યું કે, દૈવજોગે જો કદિ કોઈ ઓળખીતા માણસની સાથે મેળાપ થઈ જાય, તો આ દુષ્ટ દુરાચારીઓના હાથમાંથી હું છૂટકારો પામી શકું. પરંતુ: મારા કમનસિબને લીધે તેમ બન્યું નહિ; મારા ઓળખાણનો કોઇ પણ માણસ ત્યાં આગળ મારા જોવામાંજ ના આવ્યો.

પછી તે દુકાનમાંજ અમારે ખાવાનું તૈયાર થયું. ચાંપાએ ખીચડી રાંધીને મને અને વીરૂને પીરશી તથા તેણે પોતે પણ ખાધી. આખો દિવસ છેક અનાહારેજ ગયો હતો, તેથી એવી કડકડીને ભૂખ લાગી રહી હતી કે, જાણે અમૃત હોય તેવી રીતે તે ખીચડી હું ખાઇ ગઇ. મારી ઉમ્મરમાં એટલે બધે દૂર કદિ પણ હું ચાલી નહોતી, તેથી અત્યારે છેક

લોથ જેવી થઇ પડી. અને ખાધા પછી જેવી સૂઇ રહી, તેવીજ ઉંઘી ગઈ. આખી રાતમાં એક વાર પણ જાગી નહિ—એક ઉંઘેજ વહાણું વાઇ ગયું.

સવાર થતાં વીરૂ ઘોષે મને જગાડીને કહ્યું, "ઊઠ, હવે પાછું ચાલવું જોઇશે." એટલે હું ઊઠી, પણ એવું કહ્યું કે, "હું આ ઠેકાણું છોડીને બીજે ક્યાંઇ જવાની નથી. મારા અદૃષ્ટમાં જે હશે તે બનશે, પણ હવે હું તમારી સાથે આવવાની નથી."

મારી આવી વાત સાંભળીને વીરૂ ઘોષ અત્યંત ક્રોધાયમાન થઈ ગયો; પરંતુ તેણે મારા કહેવાનો કશોએ ઉત્તર નહિ આપતાં મને ભયાનક રીતે માર મારવા માંડયો. એવા મારનું દુઃખ કોઇ પણ પ્રકારે મારાથી સહન નહિ થઈ શકયાથી હું બૂમેબૂમ પાડીને રડવા લાગી. પછી મારા એવા રૂદનની બૂમો સાંભળીને તે દુકાનની અંદર બીજા પણ જે જે વટેમાર્ગુઓ સુનેલા હતા, તે સર્વે જાગી ઉઠયા. અને દુકાનદાર પણ ઉઠીને અમારી પાસે આવ્યો. તેમણે સઘળાએ વીરૂ ઘોષને પૂછ્યું કે, "આ છોકરીને આવી નિર્દય રીતે માર મારે છે કેમ ? એ તારે શું થાય?"

તેના ઉત્તરમાં તે વીરૂ ઘોષે એવું કહ્યું કે, "ભાઇ સાહેબો ! હું તમને શી વાત કરૂં ! આ છોડી મારી

દીકરી છે. ત્રણ વરસ થયાં એનું લગ્ન થયું છે, પરંતુ આજ સુધી તેને તેના ધણીને ઘેર મોકલી શકાઇ નથી, તેમ તેના હાથે ખાડુ પણ રખાવી શકાતું નથી. મારો વેવાઇ અને જમાઈ કોણ જાણે કેટલીએ વાર એને તેડી જવાને સારૂ આવ્યા હતા, તેનો કાંઇ શુમાર નથી. પરંતુ તે એવી અભાગિણી છોકરી છે કે, જેવી જાણવા પામે કે એના સાસરેથી માણસ આવ્યું છે, તેવીજ તે ગમે ત્યાં નાશી જાય, અને બહુ બહુ ખોળ્યા છતાં પણ હાથમાં ના આવે. અને જ્યારે તે માણસ પાછું ચાલ્યું જાય, ત્યારે તે પાછી આપો આપજ આવીને ઊભી રહે. સગાં વહાલાંની સાથેનો સંબંધ સાચવી રાખવાને સારૂ, તેમની સાથે કેવી રીતે વર્તવાની જરૂર પડે છે, તે આપ સર્વ ગૃહસ્થો જાણોજ છો. એનાં સાસરીઆંના ધારવામાં તો એવું છે કે, આ છોડીનો કશોએ વાંક નથી; અમેજ જાણી જોઇને તેને મોકલતા નથી. અને આવી ધારણાને લીધે મારો વેવાઈ મારા જમાઇને-તેના છોકરાને-બીજે કોઇ ઠેકાણે ફરીથી પરણાવવાનો બંદોબસ્ત કરે છે. મારા દુઃખની વાત તમને શી કરૂં! આવા સંકટમાં આવી પડયાથી અમે ભાઈ બેન બંને મળીને એને સાથે લેઇને જમાઇને ઘેર જઇએ છીએ.

અહિં સુધી તો એ બહુ સારી રીતે પાંશરી પાંશરી અમારી સાથે સાથે આવી હતી; પરંતુ કાલે અહિં આગળ આવીને જોઉં છું તો ફરીને પાછી તે બગડી બેઠી છે; અને અત્યારે હવે એમ કહે છે કે, આ ઠેકાણેથી તે હવે અમારી સાથે આવવાની નથી. ભાઈ સાહેબો! હવે તમે કહો જોઇએ વારૂ, આવી અવસ્થામાં હું એને માર મારૂં નહિ, તો બીજું શું કરી શકું?"

વીરૂનું આવું કહેવું સાંભળીને તેઓ સર્વે પણ મને ગાળો દેવા લાગ્યા. મેં તેમને કહ્યું, "એ મારો બાપ નથી, અને આ બેમાનું કોઇએ મારૂં કશુંએ સગું સંબંધી નથી. તેમ હજી મારૂં લગ્ન પણ થયું નથી. એ લોકો મને ચોરીને લેઇ જાય છે! તમે મને બચાવો —છોડાવો! આ ચોરોના હાથમાંથી મારૂં રક્ષણ કરો!"

પરંતુ મારા કહેવામાંનું કશુંએ તેમણે—પેલા બીજા લોકોએ—ખરૂં માન્યું નહિ. ઉલટું તેઓ એમ કહેવા લાગ્યા કે, "કેવી પાજી છોકરી છે! કેવી હરામજાદી છે! એ પાંશરે પાંશરી ના આવે, તો એને બાંધી-ને લેઇ જાઓ."

પછી બહુ બહુ કર્યા છતાં પણ વીરૂ ઘોષે જ્યારે જોયું કે, કોઈ પણ પ્રકારે હું તે ઠેકાણેથી આગળ

ચાલવાને ચલાતી નથી, ત્યારે તેણે જોર કરીને મને તેની કેડ પર તેડી લીધી, અને તે તથા ચાંપા બંને ત્યાંથી રસ્તે પડી ગયાં.

---

## પ્રકરણ ૩ જું.

એ પ્રમાણે વીરૂ ઘોષ મને ઊઠાવી લઇને ત્યાં આગળથી થોડેક દૂર સુધી ચાલ્યો ગયો; પરંતુ આગળ જઇને તેણે એક મેદાનની અંદર મને તેની કેડ પરથી હેઠે ઉતારી પાડી, તથા પેલા દુકાનદાર વગેરે પરભાર્યાં માણસોની આગળ, તેણે મને અગાઊથી શીખવી રાખ્યા પ્રમાણેની વાત ના કરી તેને સારૂ, ત્યાં આગળ પણ પાછો મને એવી રીતનો માર માર્યો કે, હજુ સુધી હું તે ભૂલી જઈ શકી નથી; તેમ આગળ ઉપર પણ કદિ ભૂલી જઇશ, એમ પણ લાગતું નથી.

એવો ભયાનક માર ખાધો તે વખતથી પછી હું તેમના મતે મત મેળવીને ચાલવા લાગી. તેઓ મને જે પ્રમાણે બોલવાનું કહે, તેજ પ્રમાણે હું બોલવા લાગી; અને જે કાંઇ કરવાનું તેમણે કહ્યું, તેજ કરવા માંડ્યું.

પછી એવી રીતે કરતાં કરતાં લાગટ ત્રણ દિવસ

સુધી ચાલીને એક ઠેકાણે જઇ પહોંચ્યાં. અને ત્યાં આગળથી આગબોટની અંદર બેશીને છેવટે કલકત્તા-માં આવી ખડાં થયાં.

આના પહેલાં અગાઉ કદિ પણ હું કલકત્તામાં આવી નહોતી, અને આવી મોટી મોટી હવેલીઓ મેં કદિ પણ જોઇ નહોતી. તેથી એટલા બધા દુઃખમાં હોવા છતાં પણ તે શહેર જોઇને મારા મનમાં જાણે કેવો-એ એક પ્રકારનો આનંદ થયો. પછી તેઓ મને એક ઘોડાગાડીની અંદર બેસાડીને એક ઘર આગળ લઇ ગયાં. ત્યાં અમે ત્રણે જણ ગાડીમાંથી ઉતરી પડીને તે ઘરની અંદર ગયાં. પાછળથી હું જાણી શકી હતી કે, એ ઘર કુલસમ અડ્ડાવાળીનું હતું.

ત્યાં ગયા પછી પ્રથમ પ્રથમ તો કુલસમ મા-રી સાથે એવી રીતે વર્ત્તી કે, તે ઉપરથી મેં એમ ધાર્યું કે, પાછળ વીતી ગયેલા કેટલાક દિવસ પછી અત્યારે હવે હું પેલાં નિર્દય દુરાચારીઓના હાથમાંથી છુટીને આ કોઇ એક દયાળુ સ્ત્રીના હાથમાં આવી પડીછું; અને એવાજ વિચારથી વખત મળ્યે મેં મારી સઘળી હકીકત પણ દિલ ખોલીને તે સ્ત્રીને કહી દીધી. પ્રથમ ચાંપાએ કેવી રીતની લાલચ દેખાડીને મને હસ્તગત કરવાનું ધાર્યું હતું; અને તેમાં તે ફ્રા-

વી નહિ શકયાથી પાછળથી તેણે કેવી રીતે મારૂં હરણ કર્યું, કેવી રીતે મને ગાયગમાણના કોડિયા-ઓરડા-માં પૂરી રાખી, કેવી રીતે મારૂં મ્હો અને મારી આંખો બાંધી દેઇને રાતની વેળાએ મને ગામમાંથી બહાર લઇ ચાલ્યાં, કેવી રીતે રસ્તાની અંદર પ્રથમ પેલી દુકાનમાં તથા ત્યાર પછી માર્ગમાં મેદાનની અંદર મને માર માર્યો, અને છેવટે શી રીતે કલકત્તામાં લ-ઈ આવ્યાં; તે વિષેની સઘળી વાત મેં કુલસમને કહી. એ સઘળી વાત વિશેષ ધ્યાન રાખીને સાંભળી લીધા પછી તે જરાક હશી, અને પછી બોલી કે, "જેથી કરીને હવે તું કોઈ પણ પ્રકારનું દુઃખ ના પામે તેમ હું કરીશ."

જે સમયે મને કુલસમને ઘેર આણવામાં આવી હતી, તે સમયે હું જાણવા પામી શકી નહોતી કે, તે મુસલમાની છે. પરંતુ પાછળથી જ્યારે એ વાત મારા જાણવામાં આવી, ત્યારે સમજી કે, મુસલમા-નનું અન્ન ખાઇને મારી જાત મેં ખોઈ છે-હું વટ-લાઇ છું.

ગમે તેમ થયું, કુલસમના હાથમાં મને સોંપી દઇને, વીરૂ ઘોષ અને ચાંપા એક દિવસ ત્યાં આગળ રહ્યાં. અને બીજે દિવસે તેની-કુલસમની-પાસેથી

કંઇક રૂપિઆ લેઇને તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં.

ત્યાર પછી જે કેટલાક દિવસ સુધી હું ફુલસમને ઘેર હતી, તેટલા વખતમાં તેણે મને કોઇ પણ પ્રકારનું વિશેષ દુઃખ દીધું નહોતું; ઉલટી તે મારાં લૂગડાં લત્તાં અને મારા ખાવાપીવા તરફ નિરંતર નજર રાખતી હતી. તેની એવી વર્તણુંકથી તે વેળાએ હું એમ સમજી હતી કે, તે મને તેની પેટની દીકરીના કરતાં પણ વધારે ચાહે છે. પરંતુ વચ્ચે વચ્ચે તે મને જે જે ઉપદેશ આપતી હતી–શિખામણ દેતી હતી, તેનો ખરો અર્થ–ખરી મતલબ તે વેળાએ તો હું બરાબર સમજી શકતી નહોતી, પણ પાછળથી મારા સમજ્યામાં આવ્યું હતું કે, તેની એવી સઘળી શિખામણોનો અર્થ શો છે. મતલબ કે તે વખતે પછી હું સારી પેઠે સમજી ગઇ કે, આ જગતમાં જો કોઇ મારૂં શત્રુ હોય, તો તે એજ માયાવિની ફુલસમ છે. એ બધું જેમ થવાનું હતું તેમ થઇ ગયું છે. એવી રીતે ચાર પાંચ દિવસ તેને ઘેર મેં ગાળ્યા. ત્યાર પછી એક દિવસ સવારના પહોરમાંજ મેં જોયું કે, કોઇ એક બીજી સ્ત્રી ત્યાં આવીને ફુલસમની પાસે બેઠી છે. એ સ્ત્રી કોણ હતી, તે પાછળથી મારા જાણવામાં આવ્યું હતું. જેના

ઘરમાંથી આપે મને ખોળી કાઢી, તેજ તે ઘરની અફુવાળી હતી. એનું નામ ફાતમા. કેટલીક વાર સુધી એ બે જણીઓએ વાતચીત કર્યાં પછી કુલસમે મને આણીને ત્યાં આગળ ખડી કરી દીધી. એટલે ફાતમાએ પ્રથમ મને સારી રીતે જોઇ અને પછી કહ્યું, "એને સારૂ હું એકસો રૂપિઆ કરતાં વધારે આપી શકીશ નહિ. એ જો તમારે કબૂલ હોય, તો ઠીકજ છે; નહિતો હું મારે આ ચાલી." આ પ્રમાણે તેણે ચોખ્ખો જવાબ દીધાથી છેવટે તેની માગણી કુલસમે કબૂલ રાખી. એટલે તરતજ તેણે એકસો રૂપિઆ કાઢીને તેને (કુલસમને) ગણી આપ્યા, અને પછી મારા સામું જોઇને મને કહ્યું, "આટલા દિવસ સુધી તું કુલસમની પાસે હતી, પરંતુ આજથી હવે મારી થઈ. માટે ચાલ, હવે તારે મારી સાથે આવવું જોઇએ." એ ફાતમનું આવું કહેવું સાંભળીને મેં રડી દીધું; પરંતુ કુલસમે મને દિલાસો દીધો, અને બહુ બહુ રીતે સમજાવી, તથા આખરે તે પોતેજ મને સાથે લેઇને ફાતમાને ઘેર જઈ મૂકી આવી. એ પ્રમાણે જે ઘડીએ મેં ફાતમાના ઘરમાં પગ મૂકયો, તે ઘડીથીજ હું કેદી બની. ત્યારપછી જેટલા દિવસ સુધી હું તેને ઘેર રહી હતી તેટલામાંથી એક

દિવસ પણ ઘરમાંથી બહાર નીકળવા પામી નહોતી.

એટલું છતાં, પાંચીને મ્હોડેથી જેવી રીતની હકીકત આપે સાંભળી, તે પ્રમાણે મારે રાતની વેળાએ નીચેના મોટા બારણાની બાજુ પરની બારી આગળ બેસવું પડયું નથી. ફાતમા હમેશાં મને કહેતી હતી કે, "હજી પણ બીજાં એક બે વરસ ગયા વિના તું મારા કશાએ કામમાં લાગવાની નથી."

મારે કરવાનું કામ માત્ર એટલુંજ હતું કે, ફાંતમાની અને તેની દીકરીની સેવા ચાકરી કરવી. તે મા દીકરીઓ જે વખતે જે ફરમાસ કરતી, તે તેજ વખતે મારે બજાવવી પડતી હતી. તેમાં જો જરા વિલમ્બ થતો, તો સમયે સમયે પાંચીની પેઠે મારી પીઠ ઉપર પણ નેતરના સપાટા પડતા. એમના હાથ પગ દાબતાં દાબતાં જો કોઈ દિવસ એકાએક ઊંઘી જતી, તોપણ મારે સોટીનો માર સહન કરવો પડતો હતો. મારા જેવુંજ કામ સુચિને પણ કરવાનું હતું. તે મારા કરતાં પણ નાની હતી, તેથી તે જેવી સહેજમાં ઊંઘી જતી, તેવીજ તેની પીઠ ઉપર સોટીઓ પણ સદા પડતી હતી. એ પ્રમાણે જ્યારે અમારૂં દુ:ખ છેક અસહ્ય થઇ પડયું, ત્યારે બીજી જે છોકરીઓ અમારાથી મોટી મોટી

હતી તેમણે મસલત કરીને નક્કી કર્યું કે, જ્યારે તેઓ નીચેના બારણા પાસે બેઠેલી હોય, ત્યારે જો કોઇ પહેરાવાળો–પોલીસનો સિપાઇ–તેમના જોવામાં આવે, તો લાગ જોઇને આપણી સર્વની અવસ્થા તેને જણાવી દેવી. તે પ્રમાણે એક દિવસ એવો લાગ પણ મળી આવ્યો. તે દહાડે ફાતમા કંઇ કારણને લીધે મેડા ઉપર ગઇ, તે પછી એક પહેરાવાળાને ત્યાં આગળ દેખી શક્યાથી, અમારામાંની એક જણીએ અમારી સર્વની અવસ્થા તેને કહી દીધી; પરંતુ તે પહેરાવાળો તે વખતે કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના જરા હસ્યો, અને પછી ત્યાંથી ચાલ્યો ગયો. એ વાતને થોડાક દિવસ થયા પછી આપે આવીને અમને બહાર કાઢી.

---

## ત્રીજી છોકરીની હકીકત.

## પ્રકરણ ૧ લું.

મારૂં નામ બ્રહ્મા છે; પરંતુ કુલસમે મારૂં જે નામ રાખ્યું છે, તેજ નામથી હાલ હું ઓળખાઉંછું. મારૂં તે નામ હામિદન છે. મારી ઉમ્મર કેટલી થઇ છે, તે હું જાણુતી નથી; પરંતુ મને લાગે છે કે, બાર

વરસથી તો ઓછી નહિ હોય. મારા દેશમાં મારાં માબાપ, ભાઇ બેન વગેરે સર્વે હયાત છે. મારા બાપનું નામ "માનુ વાહિક" છે; અને તે મેદિનીપુર જિલ્લાના, દાંતન થાણાના તાબાના કાળિટિયા ગામમાં રહે છે. આશરે નવ માસ થયાં હું કુલસમ અક્કાવાળીને ઘેર રહુંછું. એના પહેલાં હું મારા બાપને ઘેર મારાં માબાપની પાસેજ રહેતી હતી. અમે જાતનાં કૈવર્ત્ત છીએ અને ખેતીવાડી એજ મારા બાપનો જીવિકાનિર્વાહ કરવાનો-ઘર સંસાર અને ગુજરાન ચલાવવાનો મુખ્ય ઉપાય છે. મારે એક ભાઇ છે, તે અમે સર્વ ભાંડુઓમાં મોટો છે. અમે ત્રણ બેનો છીએ, તેમાં હું સર્વથી મોટી છું.

એક દિવસ સંધ્યાકાળની વેળાએ જ્યારે મારો બાપ અને મારો ભાઈ, તેમના કામ પરથી ઘેર પાછા આવ્યા નહોતા, અને મારી મા કોઈ કામને સારૂ મહોલ્લાની અંદર બીજા કોઇને ઘેર ગયેલી હતી, તથા મારી બે નાની બેનો પણ મારી માની સાથે સાથેજ ગઈ હતી, તે વખતે હું એકલીજ મારા ઘરની અંદર ઘરખટલાનું કામકાજ કર્યા કરતી હતી. આવો લાગ જોઇને કોઇ બે માણસો મારા ઘર આગળ આવીને ઉભા રહ્યા. તેમણે આવતાંવેંત પ્રથ-

મ તો મારા પિતાની ખબર પૂછી, તે ઘરમાં છે કે નહિ એમ મને પૂછ્યું. પરંતુ જ્યારે મેં તેમને કહ્યું કે મારો બાપ કે ભાઈ કોઇ પણ હજુ સીમમાંથી ઘેર આવ્યા નથી, ત્યારે તેમણે મારી મા ઘરમાં છે કે નહિ એમ પૂછ્યું. તેના ઉત્તરમાં મેં કહ્યું કે, “ તે પણ ઘેર નથી ( બહાર ગયેલી છે ). ” ત્યારે તેમાંના એક જણે મારા સામું જોઇને મને કહ્યું કે, “ અમારા બંનેનાં ગળાં તરશથી સુકાઈ ગયાં છે, તેથી થોડુંક પાણી પીવાની આશાથી તમારે ઘેર આવ્યા છીએ. પણ જ્યારે તારાં માબાપ કે ભાઇ એમાંનું કોઇ પણ ઘરમાં નથી, ત્યારે હવે તને શું કહીએ ? તું જો અમને થોડુંક પાણી પાય, તો તેથી અમારા ઉપર તારો અત્યંત આભાર થશે. ”

તે માણસની આવી વાત સાંભળીને મારા મનમાં અતિશય દયા ઉત્પન્ન થઇ; તેથી તેમને બેસવાને સારૂ પાથરણું પાથરી આપીને, ધસમસી ઘરની અંદર ગઈ. પછી મેં ઘરમાંથી બે સારા પાણી પીવા લાયક લોટા કાઢી લાવીને બેશ કરીને માંજી નાંખ્યા. અને તે લોટાઓની અંદર પાણી ભરીને તથા એક વાડકીની અંદર થોડોક ગોળ લાવીને, તેમના મોં આગળ આણીને કહ્યું, “ તમે આ ગોળ

ખાઇને પાણી પીઓ." તે જોઈ સાંભળીને તેમાંના એક જણે જાણે મારા હાથમાંથી ગોળ અને પાણી લેતો હોય તેવો ઢોંગ કરીને મારા બંને હાથ એવા જોરભેર પકડી લીધા કે, હું કોઇ પણ પ્રકારે ગમે તેટલી ખેંચ તાણ કર્યા છતાં પણ તેના હાથ-માંથી મારા હાથ છોડાવી લેવાને સમર્થ થઇ શકી નહિ. વળી કદાચ હું રડારોળ કરૂં કે બૂમો પાડી ઉઠું, એવા વહેમથી, તેની સાથેના બીજા માણસે તાબડતોબ એક લુગડાવતી મારૂં મ્હો જકડીને બાંધી લીધું. આથી મેં બૂમો પાડવાનું તો બહુએ કર્યું, પરંતુ મ્હોડુંજ બાંધી લીધેલું હોવાથી મારા ગળામાંથી જે સહેજસાજ હુંકારા જેવો અવાજ નીકળ્યો, તે કોઇના પણ સાંભળવામાં ના આવ્યો. તેમજ તે લો-કોએ જેવી મને પકડી, અને મારૂં મ્હો બાંધી લીધું, તેવાજ તાબડતોબ મને ઉઠાવી લઇને ત્યાં આગળથી રસ્તે પડી ગયા.

મારા ઘરની નજીકમાંથીજ મેદાન—ઉજડ વગડો શરૂ થાય છે. તેથી તે લોકોએ ગામનો રસ્તો છોડી દઇને એ વગડામાં થઇનેજ નાસવા માંડયું. એમ નાસતા ભાગતા તેઓ મને કેટલે દૂર સુધી લઈ ગયા, તે તો હું જાણતી નથી. જે ઠેકાણે જઇને મારા મ્હો

પર બાંધેલું લૂગડું છોડી નાંખ્યું તે ઠેકાણું મારા ઓળખ્યામાં આવ્યું નહિ. અગાઊ કદિ પણ એ ઠેકાણું મારા જોવામાં આવ્યું હોય, એમ મને ના લાગ્યું. પરંતુ જેવું તેમણે મારા મ્હો પર બાંધેલું લુગડું છોડી લીધું, તેવીજ હું બૂમ પાડી ઊઠી; પણ એવી બૂમ પાડતાની સાથે સાથેજ તેમણે મને એવી રીતનો માર માર્યો કે, લાચાર બની જઈને છેવટે મારે મારી મેળેજ ચૂપ થઈ જવું પડયું.

એ પ્રમાણે જે બે માણસો બળ પૂર્વક-બળાત્કાર કરીને-મને પકડી ગયા હતા, તેમને અગાઉથી હું ઓળખતી નહોતી, અથવા તે વખત પહેલાં કદિ પણ તેઓ મારા જોવામાં પણ આવ્યા હોય, એમ મને ના લાગ્યું. પરંતુ પાછળથી જાણવા પામી કે, તેઓમાંના એક જણનું નામ કુચિલ ચન્ડ અને બીજાનું નામ હરિ ચન્ડ હતું. તે બંને જણા ફુલસમ અફ્રાવાળીની (અગાઊની) જાતના અને સગા સંબંધી હતા.

પાછળ જણાવ્યા પ્રમાણે માત્ર એકજ વાર બૂમો પાડવાથી હું સમજી ગઇ હતી કે, એ લોકોના હાથમાંથી છૂટકારો પામવો, એ કાંઇ છેક સહેલું કામ નથી; એટલુંજ નહિ, પણ ઑર માર ખાઇ ખાઇને જીંદગાની પણ જોખમમાં આવી પડશે. આમ વિચાર

કરીને પછી હું તેમના કહેવા પ્રમાણે તેમની સાથે સાથેજ ચાલવા લાગી. આખી રાત એમ ચાલતાં ચાલતાં વહાણું વાતાં એક ઠેકાણે જઈ પહોંચ્યાં. રાતભર એમને એમ ચાલ્યા કર્યાથી હું છેક થાકીને લોથ જેવી થઇ ગઇ હતી, તેથી હવે આગળ ચાલવાની શક્તિ મારામાં રહી નહિ. ત્યારે પછી મેં તેમને કહ્યું કે, "મારાથી હવે ચાલી શકાતું નથી, તેથી કોઇ એક ઠેકાણે બેશીને થોડીવાર વિસામો કર્યા વિના હું આગળ ચાલી શકું તેમ નથી." તે સાંભળીને હરિચન્દે કહ્યું, "હવે જરાક થોડે સુધી ચાલ; સામે પેલું જે એક મોટું પિંપળાનું ઝાડ જણાય છે, અને તેની નજીકમાંજ એક તળાવડી પણ છે, ત્યાં આગળ જઇને બેશીને આપણે થાક ખાઇશું." એ હરિચન્દનું આવું કહેવું સાંભળીને પછી હું કાંઈ પણ બોલી નહિ; ગુપચુપ તેમની સાથે સાથે ચાલવા લાગી. એમ ચાલતાં ચાલતાં જ્યારે પેલા ઝાડ તળે જઈ પહોંચ્યાં, ત્યારે મેં જોયું કે, ખરેખરજ તેમણે મારૂં કહેવું કાનપર ધર્યું છે—માન્યું છે. ત્યાં આગળ જઇને અમે સર્વે હેઠે બેઠાં, અને આખી રાતનો થાક ઉતારવા લાગ્યાં. પ્રથમ તો મેં ઉપર કહ્યું હતું એવું ધાર્યું હતું કે, મારા કહેવા પર ભરોંસો આણીને, મને છેક થાકી

ગયેલી જોયાથી તેઓ ત્યાં આગળ બેઠા; પરંતુ પાછ-ળથી મારા જાણ્યામાં આવ્યું કે, તેમ કાંઇ નથી. ખરી મતલબ હતી તેથીજ તેઓ ત્યાં આગળ બેઠા હતા.

પછી ઘણી વાર સુધી અમે ત્યાં આગળ બેશી રહ્યાં, અને દિવસ પણ ઘણો ચઢી ગયો, તથાપિ તે-ઓ ત્યાંથી ઉઠયા નહિ. માત્ર વારંવાર ઊંચા નીચા થઇને આમ તેમ જોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "હજુ ક્યાં સુધી આપણે અહિં આગળ બેશી રહીશું? તેઓ તો હજુ પણ ના આવ્યા."

તે સમયે મેં જોયું કે, દૂરથી કોઈ એક માણસ ઘોડા ઉપર બેશીને આવે છે. કુચિલ ચન્દ અને હરિ ચન્દ તેને આઘેથી જોઈ લઇને જાણે કંઇક ગભરાયા; પરંતુ હવે શું કરવું, તે એકાએક કંઇ પણ નક્કી કરી શકયા નહિ, તેથી તેમણે મને હું જ્યાં બેઠી'તી ત્યાંથી ઉઠાડીને તે ઝાડને ઓઠે એવી રીતે બેસાડી દીધી કે, રસ્તે થઇને ચાલ્યા જતાં, સહેજમાં એક-દમ હું કોઇના દીઠામાં ના આવું. પછી જોત જોતામાં તો પેલો ઘોડેસ્વાર અમારી લગભગ આવી પહોં-ચ્યો; અને તેજ ઝાડની નીચે આવી જઇને ઘોડા ઉ-પરથી હેઠે ઉતરી પડીને, જેવો તે તેના ઘોડાને એ પિંપળાના મૂળ સાથે બાંધવા જતો હતો, તેવોજ

તે મને ત્યાં આગળ લપાઇને બેઠેલી જોઇ શકયો; તેથી તેણે પૂછયું કે, "તું કોણ છે? અને શા કારણથી આવી રીતે અહિં સંતાઇને બેઠી છે?" તેનો ભાવ જોઇને અને તેનું બોલવું સાંભળીને હું એમ સમજી કે, આ કોઇ સરકારી નોકર હશે. તે ઉપરથી મેં તેની આગળ કહી દીધું કે, "આ બે માણસો મને પકડી જાય છે. પરંતુ શા સારૂ તેઓ મને પકડી જાય છે અને કયાં લઈ જાય છે, તે કાંઈ હું જાણુતી નથી." મારી આવી વાત સાંભળતાં વેંતજ તેણે કુચિલ ચન્ડ અને હરિ ચન્ડને પોતાની પાસે બોલાવ્યા, અને બોલાવતાં વેંતજ તે બંને જણા તેની આગળ આવી ખડા થઈ ગયા.

---

## પ્રકરણ ૨ જું.

હું જે બોલી હતી, તે હરિ અને કુલિચ બંનેએ સાંભળ્યું હતું. તેથી તે ઘોડેસ્વારની પાસે આવીને હરિએ તેને કહ્યું કે, "સાહેબજી! આ છોકરીની વાત આપ શું કરવાને સાંભળો છો? એની ચાલથી તો અત્યારેજ હું બળી મરૂં છું; તો પછી એ મોટી થયે આગળ ઉપર તો કોણ જાણે શુંએ. ક-

રશે, તે કહી શકાતું નથી. સાહેબ! એ મારી બેન
છે, અને આ મારો બનેવી છે. તેના સસરાના ઘર-
માંથી આ છોકરી કેટલી વાર નાશી આવી છે, તે
અત્યારે હું આપને શું કહું સાહેબ! હાલમાં આજ
ત્રણ દિવસ થયાં તે ફરીને પાછી તેના ધણીના ઘે-
રથી નાશી ગઇ હતી. તેથી તેનાં સાસરીઆંએ એમ
જાણ્યું કે એ નાશીને મારે ઘેર આવી હશે. તે ઉપ-
રથી આ મારા બનેવી એને શોધવાને સારૂ મારે
ઘેર આવ્યા હતા. એમણે એમ ધારવાનું કારણ એ
હતું કે, બીજી બધી વખતે તે તેમને ઘેરથી નાશીને
મારે ઘેર આવતી રહેતી હતી, અને હું તેને પકડીને
પાછી તેને સાસરે મૂકી આવતો હતો. પરંતુ આ
વખતે તો જ્યારે જોયું કે, એને સાસરેથી નાશી
ગયા છતાં પણ તે મારે ઘેર આવી નથી, ત્યારે
અમે સાળો બનેવી બને જણા એને શોધવાને સારૂ
બહાર નીકળી પડયા. કારણ કે હવ તે મોટી થઈ
છે, એટલે જો કોઈ અજાણ્યા પરભાર્યા ઠેકાણે જ-
ઇને સંતાઇ રહે, તો લોકો એની કેવી વાત કરે
વારૂં? સાહેબ! શું કહું, બહુ બહુ શોધ કર્યા પ-
છી ગયે કાલ તે મળી આવી છે. અને અત્યારે
તેને સાથે લેઇને આ એના ધણીને ઘેર મૂકી આ-

વવા સારૂ તેડી જાઉંછું. એ છોકરી કેવી દુષ્ટ છે, તે આપે પણ આપની નજરથી જોઈ લીધું. કારણ કે હું અને એનો ધણી એની નજરની સામે હોવા છતાં પણ હમણાંજ એણે આપને કહ્યું કે, તે અમને બંનેને ઓળખતી પણ નથી, અને અમે એને ચોરીને પકડી લઇ જઇએ છીએ!"

હરિનું આ સઘળું કહેવું તે ઘોડેસ્વારે ખરૂં માન્યું. બધી વાત તેણે બરાબર કહી છે એમ તે સમજ્યો. એટલુંજ નહિ, પણ મને બે ચાર ધમકીના બોલ કહી ઉલટી દબાવી દેઇને, જરા વાર રહીને તે પાછો ઘોડાપર બેશીને તેને રસ્તે ચાલ્યો ગયો. અને જતી વખતે કહેતો ગયો કે, હવે ફરીને જો એ નાશી જાય, તો તેને મારી પાસે લઇ આવજો, એટલે પછી હું એને સારી પેઠે પાંશરી કરી આપીશ."

આમ થયાથી મેં મારા મનમાં નિશ્ચય કર્યો કે, એ બે ચંડાળ જેવા ચંડો જેવી રીતનો દાવપેચ—તદબીર—કરીને મને લઇ જાય છે, તે પ્રમાણે જોતાં તો કોઇ પણ માણસ મારી વાતનો વિશ્વાસ કરવાનું નથી. અને વધારામાં ઉલટું તેમના તરફથી મારે બહુ દુઃખ ભોગવવું પડશે. આ પ્રમાણે હું વિચાર કરૂં છું, તેટલામાં તો તે કુચિલ અને હરિ ફરીથી

મારી પાસે આવ્યા, અને તેમણે મને પકડીને એવો તો માર માર્યો કે, કેટલીક વાર સુધી હું અચેતન-બેભાન થઇને ત્યાં આગળજ પડી રહી. પેલા ઘોડેસ્વારની આગળ મેં ખરેખરી હકીકત કહી દીધી, તે કારણથીજ મારી આવી દશા થઇ, એમ હું સમજી ગઈ.

પછી જ્યારે મને ભાન આવ્યું, ત્યારે મેં જોયું તો, તે ઠેકાણે બીજા પણ બે માણસો બીજી બે છોકરીઓને લઈ આવીને બેઠેલા છે. અને પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે, તે બે માણસોનાં નામ ગોપી ચન્ડ અને મહેન્દ્ર ચન્ડ હતાં, તથા તેઓ કુચિલચન્ડ અને હરિ ચન્ડના સગા સંબંધી થતા હતા. એ બે જણાએ આણેલી બે છોકરીઓની અવસ્થા પણ મારા જેવીજ હતી. એ બે અભાગિણીઓને પણ મારી પેઠે હરણ કરીને-ચોરીને-ત્યાં આગળ આણેલી હતી.

પછી અમે સઘળાંએ એકઠાં મળીને પાછું આગળ ચાલવા માંડયું. એ આખો દિવસ અમારે ભૂખ્યાંજ રહેવું પડયું. માત્ર માર્ગમાં એક ઠેકાણેથી બે પૈસાના મમરા વેચાતા લઇને અમારા સાત જણ વચ્ચે વહેંચી દીધા હતા, તેટલુંજ ખાધું હતું, એમ કહીએ તો કહેવાય. એટલા ખાધા ઉપરજ આખો દિવસ નીકળી ગયો હતો. છેક સંધ્યાકાળ થયા પછી અમે એક ચટી

એટલે માર્ગના માથાપરની વીશી જેવી એક પ્રકારની દુકાનમાં જઇ પહોચ્યાં. ત્યાં આગળ પેલા ચારે જણે મળીને ભાત રાંધ્યો, અને અમે પેટની બળતરાને લીધે તેજ ખાઇને રાત્રે ત્યાં આગળ સૂઇ રહીઓ. બીજે દિવસે ફરીને પાછું ચાલવા માંડયું; અને ગયા કાલની પેઠેજ આખો દિવસ ચાલ ચાલ કર્યા પછી રાત્રે પાછો એક ઠેકાણે જઇને મુકામ કર્યો. એ પ્રમાણે લાગટ ચાર પાંચ દિવસ ચાલીને અમે બીજા એક ઠેકાણે જઈ પહોંચ્યાં, અને પછી ત્યાં આગળથી વહાણમાં બેશીને કલકત્તામાં આવ્યાં. પછી પેલા ચારે જણા અમને ત્રણ જણીઓને લેઇને કુલસમ અફુાવાળીને ઘેર ગયા. અને ત્યાં આગળ એક દિવસ રહી, તેઓ કુલસમની પાસેથી કેટલાક રૂપિઆ લઇ લઇને, બીજે દિવસે વિદાય થઇ ગયા.

કુલસમના ઘરમાં દાખલ થતાંજ હું સમજી ગઇ કે, તેઓ અમને મુસલમાનને ઘેર રાખી મૂકીને જતા રહ્યા છે. તે સાથે વળી એવો વિચાર પણ થયો કે, અહિં આગળ ખાધાથી અમારી જાત જવાની એટલે વટલાવાનાં. આમ વિચારીને મેં પ્રથમથીજ કુલસમને કહ્યું કે, "મારા શરીરે આજ બહુજ અસુખ જેવું જણાય છે, તેથી આજ હું કંઈ પણ ખા-

ઇશ નહિ, માત્ર છાની માની સૂઇ રહીશ. રસ્તામાં ઘણું ચાલવું પડયાથી, મારૂં શરીર એવું કથળ્યું હશે એમ લાગે છે. અને તેથી હું એવું ધારૂં છું કે, એક વાર સારી પેઠે ઊંધ્યાથી સારી થઇ જઇશ."

મારૂં આવું કહેવું કુલસમે ખરૂં માન્યું, એમ મને લાગ્યું. કેમકે તરતજ તેણે એક ઓરડાની અંદર મારે સૂવાનું ઠેકાણું નક્કી કરી આપ્યું. મારી સાથેની બીજી બે છોકરીઓના નસિબમાં તે દિવસે શું બન્યું, તે હું કહી શકતી નથી; પરંતુ બીજે દિવસે સવારમાં તો બીજી કોઈ બે સ્ત્રીઓ ત્યાં આવીને કુલસમની પાસેથી તેમને વેચાતી લઈ ગઇઓ. ક્યાં લઇ ગઇઓ, તે મારા જાણવામાં નથી. ત્યારથી પછી આજ દિન સુધીમાં ફરીને મેં તેમને જોઇ નથી. મને પણ વેચવાને સારૂ બીજી પણ કેટલીક સ્ત્રીઓએ કેટલીક વાર કુલસમને કહ્યું, પરંતુ તેણે તેમનું કહેવું કબૂલ કર્યું નહિ. તેણે પોતેજ મને તેના ઘરમાં રાખી લીધી.

પહેલી રાત તો મેં ખાધા પીધા વિના જેમ તેમ કરીને કાઢી નાંખી; પરંતુ બીજે દિવસે પછી તેમ બની શકયું નહિ. ખાવાને સારૂ પાંચીના નસિબમાં જેવું બન્યાનું આપે સાંભળ્યું છે, તેવુંજ મારા નસિબમાં પણ બન્યું; નેતરની સોટીના એક એક

સપાટાની સાથે એક એક કોળિયો અન્ન મારા ગળાની અંદર ઉતરી પેટમાં પડવા માંડ્યું. પહેલાં માબાપને ખોયાં હતાં, અને અત્યારે હવે જાત પણ ખોઈ.

એવી રીતની અવસ્થામાં કેટલાક દિવસ વીતી ગયા; તે છતાં મારા મનમાં કેવાએ પ્રકારનો ભય લાગી રહ્યા હતો, તે આપને શું કહું! તે વેળાએ હું ઇશ્વરની આગળ કેવળ એજ પ્રાર્થના કરવા લાગી કે, જો કે મારી જાત તો ગઇ પણ મારો ધર્મ જવા ના પામે.

લગભગ એક માસથી પણ કંઇક વધારે દિવસ સુધી તો મારાપર કોઈ પણ પ્રકારનો જુલમ ના ગુજર્યો. એટલા દિવસ થઈ ગયા પછી એક દહાડો સન્ધ્યાકાળને સમયે કુલસમે મને બોલાવી, અને બોલાવતાંવેંતજ સોટીઓના ભયથી હું તેની પાસે જઇને ઉભી રહી, અને જોયું તો એક અજાણ્યો માણુસ ત્યાં આગળ બેશી રહેલો છે. એના જેવો માણુસ અગાઊ કદિ પણ મેં જોયો નહોતો. એના પોપાકમાં મુસલમાન લોકોના પોષાકના જેવો એક રંગિન પાયજામો, અંગ ઉપર મિરજાઇ જાતનું એક સાદું પહેરણ, અને માથા ઉપર એક રંગિન રૂમાલ બાંધેલો, એટલું હતું. ડાઢી મૂછો વગેરે કાંઇ પણ

નહોતું. પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે, તે બ્રહ્મદેશનો રહેવાસી છે. હું ત્યાં જઇને ઉભી રહી એટલે તે બ્રહ્મદેશી માણસે મારા પગથી તે માથા સુધી ધારી ધારીને જોયું, અને પછી કુલસમને પૂછ્યું, "તમે શું ચાહો છો ?" તેના ઉત્તરમાં કુલસમે તેને કહ્યું, "પચાસ રૂપિઆમાં એક પૈસો પણ કમતી નહિ." આવું સાંભળીને તે તે ઠેકાણેથી ઊઠીને, આસ્તે આસ્તે ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું.

એ બ્રહ્મદેશી માણસ શા અભિપ્રાયથી તે દિવસે કુલ્લસમને ઘેર આવ્યો હતો, તે તે વખતે તો હું સમજી શકી નહિ; પરંતુ પાછળથી બધું જાણી શકી હતી. મારા જાણવામાં આવ્યું હતું કે, આ દેશના પિશાચ પ્રકૃતિના–લંપટ–દુરાચરણી જુવાનોના કરતાં પણ એ બ્રહ્મી લોકો હજારગણા નઠારા છે. જે બાલિકાની સાથે કોઈ પણ પુરૂષનો સંગ કદિ ના થયો હોય, તેવી બાલિકાના ધર્મનો સર્વથી પ્રથમ નાશ કરી શક્યાથી, તેઓ કેવા સંતુષ્ટ થાય છે, તે કહી શકતી નથી. એવું કુકર્મ કરવાને સારૂ તેઓ

કુલસમના જેવી અકુાવાળીઓને મ્હોમાગ્યા દામ આ-
પીને, તેમના દુષ્કર્મની બળવાન લાલચને તૃપ્ત કરે છે.

આમ હોવાથી, પેલા બ્રહ્મી માણુસની પાસેથી
પૈસા પડાવી લેવા સાથે કુલસમ મારૂં પણ સત્યાનાશ
વાળવાને તૈયાર થઇ હતી. ત્યારબાદ એક દિવસે સંધ્યા-
કાળ પછી હું એક ઓરડાની અંદર બેઠી હતી, તે વે-
ળાએ કુલસમ એક બ્રહ્મી માણુસને સાથે લેઇને એ-
કાએક તે ઓરડાની અંદર આવી લાગી, અને મને
કહ્યું, "આ માણુસ તારી પાસે જે કાંઇ વાતની
માગણી કરે, તે તું કબૂલ કરજે. અને જો કદિ
એમ સાંભળીશ કે, તેં એનું કહેવું કબૂલ કર્યું નથી,
તો પછી આ નેતરના સપાટાથી તારૂં શું કરીશ, તે
તું પછવાડેથી જાણી શકીશ." આટલું કહીને તે
ત્યાંથી ચાલી ગઇ. અને પેલો બ્રહ્મી ત્યાં આગળ
મારી પાસે આવીને બેઠો. પછી મેં તેને પૂછ્યું,
"આપ મારી પાસેથી શું માગો છો? હું કેદી કર-
તાં પણ નઠારી અવસ્થામાં આ ઠેકાણે રહેલી છું;
તો પછી મારી પાસે એવી શી વસ્તુ છે કે, હું તે
આપને આપી શકીશ."

મારી આવી વાત સાંભળીને તે માણસે મારી
પાસે જે માગણી કરી હતી, તે કહીને હું આપના

કાનને અપવિત્ર કરવાને ચહાતી નથી. પરંતુ તેની વાત સાંભળીને મારા માથામાં જાણે વીજળીનો ઝાટકો લાગ્યો, અને ક્રોધથી મારૂં સર્વ શરીર બળ્યું બળ્યું થઇ રહ્યું. એવા ક્રોધને હું કોઇ પણ રીતે શમાવી શકી નહિ, તેથી જ્યાં આગળ બેઠી હતી, ત્યાં આગળથી ઊઠી ગઇ. મને એમ ઊઠતી દેખીને તે વ્યક્તીએ ધાર્યું કે જાણે હું તે ઠેકાણેથી જતી રહું છું, તેથી તે પણ ઉઠયો, અને ઉઠીને તેણે મારો હાથ પકડયો. આથી હું એમ સમજી કે, તે માણસ જોર કરીને મારા ધર્મનો નાશ કરવાની તજવીજ કરે છે. તેથી તે વખતે મને એવો ક્રોધ ચડી આવ્યો કે, આખરે શું થશે, તે કાંઇ મને સૂઝ્યું નહિ. પછી મેં મારામાં જેટલું જોર હતું તેટલું જોર કરીને તેની છાતીની અંદર એક લાત લગાવી દીધી. તે પામર વ્યક્તી મારી એ લાત સહન નહિ કરી શક્યાથી, તેણે મારો હાથ છોડી દીધો, અને ચક્કર ખાઇને ત્યાંજ પડી ગયો. તે પછી હું તે ઓરડામાંથી બહાર નીકળી જઇને બીજે ઠેકાણે જઇને બેઠી.

થોડી વાર પછી તે માણસ બેઠો થયો. અને ઉઠીને તે ઓરડામાંથી બહાર નીકળીને, જે ઠેકાણે કુલસમ હતી, તે ઠેકાણે ગયો. તેણે જઇને કુલસમને

શું કહ્યું, તે તો હું જાણુતી નથી; પરંતુ મેં જોયું કે, કુલસમ ક્રોધથી છેક પરવશ જેવી થઇ નેતરની એક સોટી હાથમાં લઇને મને ખોળવાને આવી. પ્રથમ તો તે જે ઓરડાની અંદર મને જોઈ ગઈ હતી, તે ઓરડામાં ગઇ, પરંતુ ત્યાં આગળ મને જોઇ નહિ શકયાથી, આસપાસ બીજે ઠેકાણે ખોળવા લાગી. એમ કરતાં આખરે જ્યાં હું બેઠી હતી ત્યાં તે આવી, અને મને કહ્યું, "મેં તને જે કરવાને કહ્યું હતું તે નહિ કરતાં તેનાથી ઉલટું કામ તેં કર્યું છે. પણ આ કુલસમ અફુવાળીને હજુ સુધી તું ઓળખી શકી નથી, એમ લાગે છે. હવે હું તને બીજું કંઇ કહેવાની નથી; પરંતુ તેં જે કામ કર્યુંછે, તેનો બદલો અત્યારે તું ભોગવ." આમ કહીને તેના હાથમાંની સોટીવતી તેણે મને કેટલો માર માર્યો, તે અત્યારે હવે હું શું કહું! પ્રથમ તો મારાથી બની શકયો તેટલો માર મેં સહન કર્યો, પરંતુ પછી બૂમો પાડવા માંડી; અને તેમ કર્યાથી પણ જ્યારે સોટીઓ પડતી બંધ ના થઇ, ત્યારે ત્યાં આગળજ સૂઇ ગઇ. એમ સૂઈ ગયા છતાં પણ તેનાથી મારી શકાયો તેટલો માર મને માર્યે માર્યે કર્યા પછી આખરે જ્યારે તેના હાથ થાકયા ત્યારે તે ત્યાંથી ચાલી

ગઇ, અને હું ત્યાંની ત્યાંજ પડી રહી.

પછી તે રાત એવી રીતેજ વહી ગઇ. બીજા દિવસોએ કુલસમ બહુ બહુ યત્ન કરીને મને ખવ-ડાવતી હતી, પરંતુ આજ તો તેણે મને ખાવાને સારૂ બોલાવી પણ નહિ, અને હું પણ પડી'તી ત્યાંથી ઉઠી નહિ; તેમ ઊઠવાની જોઇએ તેવી શક્તિ પણ મારામાં નહોતી, તેથી ખાધા પીધા વિનાજ તે આખો દિવસ અને રાત ગાળી નાંખી.

બીજે દિવસે સવારમાં હું હમેશની વેળાએ ઉઠી, પરંતુ કુલસમના મ્હો આગળ ગઇ નહિ. જે ઓરડામાં મારે બેસવાનું ઠેકાણું નક્કી કરેલું હતું, તે ઓરડામાંજ બેશી રહી. તે વેળાએ મારા શરીરે એવી તે વેદના થતી હતી કે, સૂઇ રહેવાનું પણ મને બહુ મુશ્કેલ થઇ પડયું. એક તો અતિશય ભૂખ લાગી રહી હતી, તેના ઉપર પાછું વેદનાનું દુઃખ, તેથી હું એક રીતે અસ્થિર થઇ પડી. એ દિવસ પણ મારે ઉપવાશી કાઢવો પડયો! જમવાને સારૂ કોઇએ મને બોલાવી નહિ, તેમ કશું ખાવાનું પણ કોઇ આપી ના ગયું. કારણ કે મારા જાણવામાં આવ્યું કે, કુલસમે સૌને કહી દીધું હતું કે, ત્રણ દિવસ સુધી કોઇએ એને ખાવા આપવું નહિ. આખો દિવસ ભૂખથી તર-

ફટકિયાં મારવા લાગી, તેના ઉપર પાછી સહન થઇ શકે નહિ તેવી શરીરની વેદનાની તો વાતજ કરવા જેવી નહિ. સંધ્યાકાળે એક સ્ત્રી આવીને મને માત્ર જરાક પાણી પાઇ ગઇ !

પછી ત્રીજે દિવસે કુલસમે મારી પાસે આવીને કહ્યું, "કેમ ? કેવું થયું છે ? જ્યાં સુધી તું મારૂં કહેવું સાંભળશે નહિ, ત્યાં સુધી તારી દશા એવીજ રીતની થશે." તેની આવી વાતનો મેં કશોએ ઉત્તર ના આપ્યો; પરંતુ મારી આંખોમાંથી અખંડ આંસુધારા દડદડ વહેવા લાગી. મારી એવી અવસ્થા જેઇને તેણે બીજું વધારે કશુંએ મને ના કહ્યું; અને પહેલાં જે પ્રમાણે ખાવાને આપતી હતી, તેજ પ્રમાણે આજ મને ખવડાવ્યું.

જેટલી મુદત સુધી હું કુલસમને ઘેર હતી, તેટલી મુદતની અંદર કેટલી બધી વાર મેં ત્યાંથી નાશી જવાની તજવીજ કરી હતી, તે કહી શકતી નથી; પરંતુ કોઈ પણ પ્રકારે તેમાં ફાવી શકી નહોતી. નીચેનું મુખ્ય બારણું તો નિરંતર તાળું મારીને બંધ કરી રાખવામાં આવતું; અને છાપરા ઉપર ચઢવાંની શીડી નહોતી. તે ઉપરાંત પાછું કોઇને કોઇ અમારી પાછળ ફરતુંજ રહેતું-ચોકી કર્યા કરતું હતું.

તેથી કરીને કોઇ પણ પ્રકારે ત્યાંથી નાશી જવાની જોગવાઇ મારાથી બની શકી નહિ.

મારી નજર આગળ, હું તેને ત્યાં હતી તેટલા દિવસમાં કેટલી છોકરીઓને કુલસમને ઘેર આણવામાં આવી હતી, અને કેટલીઓનું સત્યાનાશ વાળવામાં આવ્યું હતું, તેનો કાંઇ શુમાર નથી. પરંતુ એક દિવસને સારૂ પણ કોઇએ અમારા દુ:ખના તરફ દ્રષ્ટિ ફેરી નથી. એમ સાંભળવામાં આવે છે કે, જે ઠેકાણે અનેક હાકેમોનો વાસ છે, અને જ્યાં અનેક હુકમો ચાલે છે, તેવે ઠેકાણે પણ આજ સુધી કોઇએ અમારા તરફ લક્ષ આપ્યું નથી, એ નવાઇ જેવું છે!

નાના પ્રકારના દુ:ખે પાપે કરીને બીજા પણ કેટલાક દિવસ વીતી ગયા. કુલસમની પાસેથી બીજું પણ જે જે દુ:ખ પામવાનું મારા અદૃષ્ટમાં હતું, તે સર્વ મારે સહન કરવું પડયું. અને એમ કરતાં કરતાં આખરે તેના તરફથી દેવામાં આવતું દુ:ખ કોઇ પણ રીતે સહન ના થઇ શકયાથી, સ્ત્રીજાતિનું જે કાંઇ ખરૂં ભાથું, તે સઘળું પણ મારે ખોઇ દેવું પડયું! તેણે સોટી હાથમાં પકડી રાખીને સામે ઊભી રહીને, એક બીજા બ્રહ્મી માણસની પાસે, હંમેશને માટે મારૂં સત્યાનાશ વળાવ્યું! એમાંથી આખરે હું રોગની ભો-

ગ થઇ પડી, અને હજુ સુધી પણ હું એ નિર્લજ્જ પીડાથી બહુ પીડાયા કરૂં છું!

---

## ચોથી છોકરીની હકીકત.

## પ્રકરણ ૧ લું.

મારૂં નામ શ્રીમતી છે; પરંતુ હાલમાં કોઇ કોઈ મને વરદા કહીને પણ બોલાવે છે. મારી ઉમ્મર આશરે તેર વરસની હશે. હું જાતે કૈવર્ત્ત (માછી અથવા ખલાસી) છું. મારા બાપનું નામ ગૌર અને મારા ધણીનું નામ સનાતન છે. એથ્રા થાણાના તાબાના વર્ધા નામના ગામની હું રહેવાસી છું. નવ વરસની ઉમ્મરે મારૂં લગ્ન થયું હતું; પરંતુ હું કદિ પણ મારા ધણીને ઘેર ગઇ નથી: તેમજ પરણ્યા પછી તેણે પણ મને તેને ઘેર તેડી જવાની કંઇ તજવીજ કરી નથી.

આજથી આઠેક માસ ઉપર મારો ધણી મારા બાપને ઘેર આવ્યો હતો. અને તે વખતે તેણે મને તેને ઘેર તેડી જવાની વાત મારા બાપની આગળ કાઢી હતી. મારા બાપે પણ તેનું કહેવું કબૂલ કર્યું હતું; પરંતુ તેણે એવી અડચણ બતાવી કે, "તમારી એવી ઇચ્છા અત્યારેજ મારા જાણવામાં આવી શકી

એટલે પછી હાલ એકાએક હું મારી છોકરીને મોક-
લી શકું તેમ નથી. કારણ કે તેને આ પહેલ વહે-
લીજ સાસરે વળાવવાની છે, તેથી હવે આજથી હું
એને આણું કરાવવાને સારૂ જે જે ચીજોની જરૂર
હશે, લૂગડાં લત્તાં વગેરે જે જોઇશે, તે એકઠું કરવા
માંડીશ. માટે આજથી બે ત્રણ મહિના પછી ગમે-
તો તમે આવજો, અથવા તો તમારા કોઇ સગા સં-
બંધીને મોકલજો, એટલે તેની સાથે હું મારી દીકરીને
મોકલી દેઇશ." મારા બાપનું આ કહેવું મારા ધણીએ
માન્ય રાખ્યું, અને બીજા પણ બે ચાર દિવસ ત્યાં
આગળ રહીને તે તેને ઘેર ચાલ્યો ગયો.

આ વાતને ચાર પાંચ મહિના વીતી ગયા; પરંતુ
મને તેડવાને સારૂ મારો ધણી કાંઇ આવ્યો નહિ,
તેમ તેણે તેની તરફના બીજા કોઇ માણસને પણ
ના મોકલ્યો. આથી રહેતે રહેતે અમારા આખા ગા-
મની અંદર એ વિષેની વાતની ચર્ચા ચાલી રહી.

પછી આશરે છ એક માસ થઇ ગયા પછી એક
દિવસ શિખુ માન્ના નામનો કોઇએક માણસ એકા-
એક અમારે ઘેર આવી ચઢયો, અને તેણે મારા
બાપને કહ્યું કે, "હું તમારા જમાઈ સનાતનનો અ-
ડીને સગો થાઉંછું. તેણે તમારી દીકરીને તેડી જા-

વાને સારૂ તે પોતે આવી નહિ શકયાથી મને મોકલ્યો છે. તેટલા માટે, જો તમને કોઇ પણ પ્રકારની અડચણ કે વાંધો ના હોય, તો આવતે કાલેજ હું તમારી દીકરીને તેડી લઈ જવા ધારૂં છું." એ શિષ્યનું એવું કહેવું સાંભળીને મારા બાપે એમ ધાર્યું કે, ખરેખર એ કોઇ તેના જમાઇએ મોકલેલો માણુસ છે; તેથી તેના ઉપર કોઇ પણ પ્રકારનો સંદેહ કે વહેમ નહિ આણતાં તેનું કહેવું તેમણે કબૂલ કર્યું, અને જેથી કરીને બીજે દિવસે તે મને તેડી લઇ જઇ શકે, તે વિષેનો ઉદ્યોગ કરવા માંડયો.

પછી બીજે દિવસે સવારના પહોરમાંજ એ શિષ્યુ મારા મને સાથે લેઇને એ ગામમાંથી નીકળી પડયો. હું પહેલ વહેલીજ સાસરે જાઉંછું, તેથી ત્યાં જઇને વખતે મુંઝાઊં કે અકળાઊં, એમ ધારીને મારા બાપે અમારા ગામની એક ઘરડી ડોશીને મારી સાથે મોકલી હતી; અને તેને કહી દીધું હતું કે, તેણે દશ પંદર દિવસ ત્યાં આગળ રહીને, જ્યારે મારો સાસો ઘરપે, મને ત્યાં ગમે ગોઠે, ત્યાર પછી તેણે પાછું આવવું,

એ પ્રમાણે અમે ત્રણ જણાંએ ગામ બહાર નીકળીને ચાલવા માંડયું. વચ્ચે વચ્ચે એક એક ઠેકાણે વિશ્રામ કરતાં કરતાં, રાતવાસો રહેતાં રહેતાં,

લાગટ ચાર દિવસ સુધી એ રીતે અમે ચાલેજ ગ-
યાં, અને આખરે એક ઠેકાણે જઇ પહોંચ્યાં. તે
ઠેકાણે એક દુકાનદારના ઘરમાં જઈ ઉતારો કર્યો. એ
ઘર એક નાના નદી અથવા ખાડીના કાંઠાપર હતું.
ત્યાં આગળ અમે રાંધી ખાઇને વિસામો કરતાં બેઠાં,
એટલામાં એક નાનું વહાણુ (હોડીયું) ત્યાં આવી
પહોંચ્યું, તેની અંદર અમે ત્રણે જણાં ચઢી બેઠાં.

મારી સાથે જે ઘરડી ડોશીને મારા બાપે મો-
કલી હતી, તે એ હોડિયામાં બેસતી વેળાએ, મારા
બાપે મને આટલા બધા દૂર દેશમાં પરણાવી છે તેને
સારૂ તેને હજારો હજાર ગાળો દેવા મંડી.

એ હોડિયું ત્યાંથી ચાલ્યું તે બીજે એક ઠેકાણે
આવીને છીપ્યું, એટલે અમે ત્રણે જણાં તેમાંથી
ઉતરી પડયાં. અને જોયું તો, જયાં આગળ અમે ઉ-
તર્યાં હતાં, તેનાથી નજીકમાંજ રેલવેની એક ગાડી-
ટ્રેન-ઉભી રહેલી હતી ત્યાં આગળ બીજા જે માણસો
અમને મળ્યા તેમને મોઢેથી સાંભળ્યું કે, એ ઠેકાણાને
'ડાયમંડ હારબર'-(હીરા પરૂ) કહે છે. પછી અમે ત્યાં
આગળથી તે રેલગાડીની અંદર બેશી જઇને શિયાલ-
દહ નામના સ્ટેશને આવી ઉતરી પડયાં. અને જેવાં
સ્ટેશનની બહાર આવ્યાં, તેવોજ શિપ્રુ એક ઘોડાગાડી

ત્યાં આગળથી ભાડે કરી લાવ્યો અને મને લઈ જઈને તે ગાડીની અંદર બેસાડી દીધી, તથા તે પણ ચઢી બેઠો. અને જેવાં અમે બે જણ અંદર બેશી ચૂક્યાં તેવીજ તે ગાડી સપાટાબંધ ત્યાંથી ચાલી નીકળી; તે જોત જોતામાં તો ફુલસમ અફ્રાત્રાળીના ઘર આગળ આવીને ઊભી રહી.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે અમે ડાયમંડ હારબરમાં આવીને રેલગાડીની અંદર બેઠાં હતાં, ત્યારે શિબુએ મારી સાથેની પેલી ઘરડી સ્ત્રીને કહ્યું કે, "ગાડી ચાલવાની તો હજુ બહુજ વાર છે, અને આપણે સર્વે જણ અત્યંત ભૂખ્યાં થયેલાં છીએ; માટે તમે આ ચાર અનાના પૈસા લેઇને પેલી સામેની દુકાનેથી કંઇક ખાવાનું વેચાતું લઈ આવો." આમ કહીને તેણે એક દૂરનું મકાન તે ડોશીને દેખાડી દઇને તેને ગાડીમાંથી હેઠે ઉતારી દીધી. અને જેવી એ ગાડીમાંથી ઉતરીને પેલી શિબુએ દેખાડેલી દુકાન તરફ જવા લાગી તેવીજ એકદમ ગાડી ત્યાંથી ઉપડીને ચાલી નીકળી. પાછળથી મારા સમજ્યામાં આવ્યું કે શિબુએ એવી તાલમેલ કરીને તે ડોશીને અમારી પાસેથી હાંકી મૂકી હતી. ત્યાર પછી તે ડોશીની શી દશા થઇ, તે કાંઈ હું કહી શકતી નથી; તેમજ હજુ સુધી તે

જીવતી છે કે નહિ, તેની પણ મને કશી ખબર નથી.

આવી રીતે કુલસમને ઘેર આવ્યાથી હું સમજી શકી કે, શિબુ મને મારા સસરાને ઘેર તેડી લઈ જવાને બદલે કોઇ એક મુસલમાનને ઘેર લાવી રાખી ગયો છે. એ કુલસમના ઘરમાં હું પેઠી તે વખતથીજ પછી એ શિબુ ત્યાં આગળ મારા જોવામાં આવ્યો નથી. તે કયે ઠેકાણે થઇને કયાં ચાલ્યો ગયો, તે પણ હું કાંઇ સમજી શકી નહિ. તેમજ જતી વેળાએ તે મને કશી વાત સરખી પણ કહેતો ગયો નથી.

સાહેબ! પાંચીની હકીકત તો અત્યાર પહેલાં આપે સાંભળેલી છે જ. જેવી રીતે કરીને કુલસમે તેને વટલાવી હતી, તેવીજ રીતે સોટીઓનો માર મારી મારીને મારી જાતનો પણ તેણે નાશ કરી નાંખ્યો. કોઇ પણ ઉપાય નહિ રહ્યાથી લાચાર થઇને મારે તે મુસલમાનીનું અન્ન જળ ખાવું પીવું પડયું. એ પ્રમાણે જો કે તેણે મારી ન્યાત જાતનો નાશ કર્યો હતો ખરો, પરંતુ જે કેટલાક દિવસ સુધી હું તેને ઘેર રહી હતી, તેટલા દિવસ સુધીમાં તેણે મારા ધર્મનો નાશ કરવાની કંઇ પણ તજવીજ કરી નહોતી. એ કામનો ભાર કુલસમનાં કાળાં કર્મોની અંદર સહાયતા કરનારી માતુને માથે પડયો હતો.

ઉપર કહ્યા પ્રમાણે કુલસમે માર મારીને મને તેના ઘરનું અન્ન પાણી ખવડાવ્યું ખરૂં; પરંતુ જ્યાં સુધી હું તેને ઘેર રહી ત્યાં સુધીમાં કોઇ પણ દિવસે બીજા કોઇ પણ પ્રકારનું દુઃખ તેણે મને દીધું નથી. ઉલટી તે હંમેશાં બહુજ કાળજી રાખીને મારૂં લાલન પાલન કરતી હતી.

એ રીતે ત્રણ ચાર દિવસ વીતી ગયા બાદ, એક દિવસે માતુ નામની બીજી એક અડ્ડાવાળીને કુલસમની પાસે આવેલી મેં જોઇ. એ માતુએ કુલસમને કહ્યું કે, "મેં તારાં આટલાં બધાં કામની અંદર મદદ કરી છે, પરંતુ હજી સુધી તેં એક છોકરી સરખી પણ મને આપી નથી. જ્યારે જ્યારે હું એ વિષે તને કહું છું, ત્યારે ત્યારે તું એવોજ જવાબ આપે છે કે, આ વખતે હવે જે છોકરી આવશે, તે તનેજ આપી દેઇશ; પરંતુ ત્યાર પછી તો કેટલીએ છોકરીઓ આવી, અને તે સઘળીને તેં વધારે વધારે મૂલ લઇને બીજીઓને આપી પણ દીધી. પરંતુ આ વખતે આવો સારો લાગ મળ્યો છે તે હું છોડવાની નથી; આ જે છોકરી આવી છે તેને તો હું લેવાની ને લેવાનીજ." આ પ્રમાણે માતુએ હઠ કરીને કહ્યું, તે કુલસમે કબૂલ કર્યું; અને તેથી તે માતુ માત્ર પચાસજ રૂપિઆ આપીને મને તેને ઘેર લેઈ ગઈ.

## પ્રકરણુ ૨ જું.

કુલ્લસમના ઘેર જેવા યત્નથી મને રાખવામાં આવી હતી, તેવાજ યત્નની સાથે માતુએ પણ મારૂં પાલન પોષણ કરવા માંડયું. પછી એક દિવસ લાગ જોઇને મેં તેને કહ્યું, "અફુાનાં માલિક! મને રાખ્યાથી તમને કોઇ પણ પ્રકારનો લાભ થવાનો સંભવ નથી; ઉલટું મને ખવડાવતાં પીવડાવતાં અને ઓઢાડતાં પહેરાવતાં જે ખર્ચ થાય છે, તે બધું તમારે નુકસાન ખાતેજ જાય છે. આમ હોવાથી તમે મને છોડી દ્યો, તો હું મારાં માબાપની પાસે ચાલી જાઉં. હું અહિં આગળ આવી છું, એ વાતની તેમને-મારાં માબાપને-કશીએ ખબર નથી. શિયુ માન્ના નામના એક માણસે મારા બાપને છેતરીને, મને મારા ધણીને ઘેર તેડી જાય છે એમ કહીને, અહિંયાં કુલ્લસમને ઘેર આણી છે; અને છેવટે પછી ત્યાંથી હાલમાં હું આપના હાથમાં આવી પડી છું. આવી હકીકત હોવાથી જો તમે મને છોડી મૂકો, તો પછી ભીખ માગીને કે ગમેતેમ કરીને પણ, હું મારા બાપને ઘેર ચાલી જાઉં."

મારી આ વાત સાંભળીને માતુએ કહ્યું કે, "શું

મેં એટલા રૂપિઆ ખરચીને તને છોડી દેવાને સારૂ અહિં આગળ આણી છે કે? તારે સારૂ મને જેટલા રૂપિઆ ખરચ થયા છે ને હજુ પણ થાયછે, તે બધા રૂપિઆ તારે કમાઇ કમાઇને વસૂલ કરી આપવા પડશે.” તેના આવા બોલ સાંભળ્યાથી તેનો અભિપ્રાય શો છે, તે હું સમજી શકી, અને તેથી તેને બીજી કશી પણ વાત નહિ કહેતાં, જેવી રીતની હાલતમાં તેને ઘેર રહેતી હતી, તેવીજ હાલતમાં રહેવા લાગી. પરંતુ તેની પૂંઠ પાછળ કેવળ પલાયન કરવાનો–નાશી જવાનો–લાગ નિરંતર તપાસતી રહી.

તે પ્રમાણે એક દિવસ એવો લાગ મળી પણ આવ્યો. તે દિવસે મારા જોવામાં આવ્યું કે, સરતચૂક થઇ ગયાથી માતુ તેના ઘરનું નીચેનું મોટું બારણું ઊઘાડું રહેવા દઇને ક્યાંક ચાલી ગયેલી છે. તેથી અચાનક હાથમાં આવી ગયેલો એવો સારો લાગ કોઇ પણ રીતે જતો કરવાનું મને ઠીક લાગ્યું નહિ. એવો સહેજને ભાવે મળેલો લાગ સાધી લેવાને હું તૈયાર થઇ ગઇ. અને તે વેળાએ જેવી હાલતમાં હતી તેવીજ હાલતમાં તે ઘરમાંથી બહાર નીકળી પડી. કલકત્તાના રસ્તામાં હું કદિ પણ ગઇ આવી નહોતી; તેથી કેઇ તરફ થઇને ક્યાં જવું તે કાંઇ જાણતી નહો-

તી. આથી કરીને સામે જે રસ્તો જોયો, તેજ રસ્તે મેં ચાલવા માંડયું. પરંતુ પરમેશ્વરે જેના નસિબમાં દુઃખ લખેલું છે, તેનું તે દુઃખ કોણ નિવારણ કરી શકે? થોડેક સુધી જતા ના જતામાં તો જોયું તો માતુ સાસભેર દોડતી દોડતી મારી પાછળ પાછળ ધશી આવે છે. એવી રીતે તેને દોડી આવતી જોતાંજ હું છેક ભયભીત બની ગઇ, અને જીવ લઇને રસ્તામાંથી નાશીને નજીકના બીજા એક મકાનની અંદર પેશી ગઇ. એમ કરવામાં મેં એવું ધાર્યું હતું કે, જે ધરની અંદર હું પેશી જાઉંછું, તે ધરનાં માણસોની આગળ મારી સઘળી અવસ્થા કહી દીધાથી, જરૂર તેમના મનમાં દયાભાવ ઉત્પન્ન થશે, અને તે લોકોની સાહાયથી, વખતે આ વિપત્તિમાંથી મારો ઉદ્ધાર થઇ શકે તો થઇ શકે.

પરંતુ આ પ્રમાણે મેં મારા મનમાં જે ધાર્યું હતું, તેનાથી ઉલટુંજ ત્યાં આગળ તો બન્યું. જે ધરની અંદર હું પેશી ગઇ હતી, તે ધરમાં જઇને જોઉંછું તો તે પણ કોઇ સારા માણસનું ધર નથી, પણ કુલસમ અફુવાળીના જેવીજ બીજી એક અફુવાળીનું તે ધર હતું. તેથી તે ધરમાં પેશી ગયાથી તો માતુને ઉલટી સારી સગવડ થઈ. મતલબ કે તેમાંના માણસોની

મદદથીજ તે મને ત્યાંથી પકડીને ફરીને પાછી તેના ઘરમાં લઈ ગઈ. આવી રીતે છાનીમાની નાશી ગયા-ને સારૂ મારે માતુના તરફથી પુષ્કળ પીડા ભોગવવી પડશે. એમ મેં ધાર્યું. પરંતુ કોણ જાણે શા કારણથી તેતો મારા ધાર્યા કરતાં સંપૂર્ણ વિપરિત રીતેજ ચાલતી જણાઇ. તેણે મને કોઇ પણ પ્રકારનું દુઃખ નહિ દેતાં અથવા કંઇ પણ વાત મને નહિ પૂછતાં, માત્ર તેના મકાનનું મોટું બારણું વિશેષ સાવચેતીથી બંધ કરી રાખવા માંડયું એટલુંજ.

એમ કરતાં કરતાં બીજા પાંચ સાત દિવસ ની-કળી ગયા. પછી એક દિવસે, બ્રહ્માના નસીબમાં જેવું બન્યાનું અગાઉ આપ સાંભળી ચૂકયા છો, તેવુંજ મારા નસીબમાં પણ બનાવવાને સારૂ, માતુએ મને તેની પાસે બોલાવી, અને તેના મનમાં જે વાત હતી તે બધી જરાએ જરા સ્પષ્ટ રીતે મને કહી દીધી. તેની પાસે એક બ્રહ્મી માણુસ બેઠેલો હતો, તેણે પણ તેનો પક્ષ પકડીને મને બહુ બહુ સમજાવી, પરંતુ તે કશાથી મેં તેમનું કહેવું કબૂલ કર્યું નહિ. પછી છેવટે જ્યારે માતુએ જોયું કે, કોઇ પણ પ્રકારે હું તેનું કહેવું કબૂલ કરતી નથી, ત્યારે તેણે પેલા બ્રહ્મ દેશી માણુસને ઓડે લઇ જઇને કાંઇક સમ-

જાવી દીધું. તેના સમજાવ્યાથી તે બ્રહ્મી પછી તે દિવસે તો આસ્તે આસ્તે ત્યાંથી ચાલ્યો ગયો.

તે બ્રહ્મ દેશીના ચાલ્યા ગયા પછી માતુ પાછી ફરીને મારી પાસે આવીને મને કહેવા લાગી કે, "દેખ શ્રીમતી! હજુ પણ તું મારૂં કહેવું માનતી નથી કેમ? હવે તું કાંઇ છેક નાની બાળક નથી. અને તું સારી પેઠે સમજે છે કે તને મારવી કે જીવાડવી તે અત્યારે મારા હાથમાં છે. તેટલા માટે હું તને જે કરવાને વાસ્તે કહુંછું, તે તારે કરવુંજ જોઇશે. જો તેં પ્રથમથીજ સમજીને મારી વાત કાનપર ધરી હોત, તો હવે ભવિષ્યમાં જે દુઃખ તારે ભોગવવું પડશે, તેવું દુઃખ તારે ભોગવવું ના પડત. આજથી હું તારૂં ખાવા પીવાનું બંધ કરી દેઊંછું; અને તારે રહેવાને સારૂ પણ એક ઇલાયદી ઓરડી તને કાઢી આપુંછું. જ્યાં સુધી તું મારા મતને મળતી નહિ થાઉં, અથવા મારૂં કહેવાનું કબૂલ નહિ કરે, ત્યાં સુધી તારે એમ ઉપવાસીજ પડી રહેવું પડશે. માત્ર સંધ્યાકાળને વખતે થોડું થોડું પીવાનું પાણીજ તને મળશે."

આ પ્રમાણે માતુએ જે જે વાત કહી, તે બધી જોત જોતામાં તેણે બરાબર અમલમાં પણ આણી દીધી. મને એક ઓરડીની અંદર પૂરી દીધી. તે વે-

ળાએ મેં એમ ધાર્યું કે, કાંતો ગળાફાંસો ખાઇને અથવા તો ઉપવાસી રહીને, ગમે તે રીતે પણ હું મારો જીવ કાઢી નાંખીશ, પરંતુ મારા સતીપણાના ધર્મનો નાશ તો કોઈ પણ રીતે નહિ કરૂં.

પછી તે ઓરડીની અંદર એક દિવસ વહી ગયો. એ આખો દિવસ હું ભૂખીજ પડી રહી. છેક સંધ્યાકાળ પછી માતુએ તેના કહ્યા પ્રમાણે એક લોટી પાણી પીવાને મને આપ્યું. એ પાણી પીનેજ મેં મારી ભૂખ મટાડી !

"આવી રીતનું દુઃખ ભોગવવું તેના કરતાં તો આપઘાત કરવો જ બહુ સારો." એવો વિચાર કરીને રાતની વેળાએ, મેં પહેરેલું લૂગડું કાઢીને, તેના વડે ગળાફાંસો ખાઇને પોતાનો જીવ કાઢી નાંખવાની તજવીજ હું કરવા લાગી. પરંતુ કેવા આશ્ચર્યની વાત કે, એ કામ હું પૂરૂં કરી શકું તે પહેલાંજ, કોણજાણે કેવીએ રીતે, માતુ તે જાણવા પામી શકી. તેથી તેણે મારી ઓરડીની અંદર આવીને, મારો એકમાત્ર આધાર જે મેં પહેરેલું લૂગડું હતું, તે પણ મારી પાસેથી લઇ લેઇને તે ત્યાંથી ચાલી ગઇ. અને જતી વખતે મને કહેતી ગઈ કે, "હવે શેનાથી ગળાફાંસો ખાઇશ ? ખા, ખા."

એ પ્રમાણે ઉપવાસમાં ને ઉપવાસમાં ત્રણ દિવસ નીકળી ગયા. ઊઠવાની શક્તિ સુદ્ધાં મારામાંથી જતી રહી. પછી એ વેળાએ માતુએ પેલા પાપી બ્રહ્મ દેશીની મદદથી હંમેશને સારૂ મારા ધર્મનો નાશ કર્યો. મારી જેવી અવસ્થામાં એમણે મારા ધર્મનો નાશ કર્યો, તેવી અવસ્થામાં મારે તેમને અટકાવવાની કે તેમના સામે થવાની વાત તો દૂર રહી, પરંતુ હાલવા કે હઠવા જેટલી શક્તિ પણ મારામાં નહોતી ! મારા દુઃખની વાત શું કહું સાહેબ ! એવા કુકર્મથી થતા રોગને લીધે હજુ પણ હું પીડાયા કરૂં છું !

---

## પાંચમી છોકરીની હકીકત.

---

## પ્રકરણ ૧ લું.

મારૂં નામ ચાંપિ છે; પરંતુ હાલમાં મારૂં નામ ચુનિ પાડવામાં આવ્યું છે. મારૂં રહેવાનું ઠેકાણું દાંતન થાણાના તાબાના ધડીનોચક નામના ગામમાં છે. ત્યાં આગળ મારો બાપ નન્દ માઇતિ અને મારા બે ભાઈઓ હારૂ માઇતિ અને ગોલોક માઇતિ રહે છે. અમારા ઘરમાં ઘણાં પડયાં ખાનારાં એટલે કમાય નહિ

તેવાં હોવાથી, સંસાર વહેવારનું ખરચ ખૂટણ કોઇ પણ પ્રકારે પૂરૂં થઇ શકતું નથી. મતલબ કે અમે જેવાં દરિદ્ર નિર્ધન ગરીબ છીએ, તેવાં દરિદ્ર તે આખા ગામની અંદર બીજાં ઓછાંજ છે. મારો બાપ અને મારા બંને ભાઇ રાત દિવસ ખેતીવાડીના કામમાં ગુંથાયેલા જ રહે છે. પરંતુ ગાયોને ચારવાને સારૂ એક ગોવાળ રાખવાની શકિત તેમનામાં નથી; તેથી હું કૈવર્ત્તની કન્યા હોવા છતાં પણ, એ ગાયો ચારવા લઇ જવાનું કામ મારે માથે નાંખેલું હતું. દરરોજ સવારના પહોરમાં ખાઈ પી લઇને હું અમારા ઘરની નજીકના એક મેદાનની અંદર ગાયોને હાંકીને લઇ જતી હતી અને સંધ્યાકાળ થતા સુધી ત્યાં આગળજ બેશી રહીને તે ગાયોને ચાર્યા કરતી હતી. તે પહેલાં ત્યાં આગળથી ગાયોને લેઇને પાછી આવતી નહોતી. આજથી આશરે બે એક માસ ઉપર એક દિવસે સંધ્યાકાળ થવાને થોડોજ વખત બાકી રહ્યો હતો, તે વેળાએ, એક માણસ, જે મેદાનની અંદર હું ગાયો ચારતી હતી, તે મેદાનમાં આવી ચઢયો, અને ધીમે ધીમે મારી પાસે આવ્યો. પહેલાં તો તે વેળાએ હું તેને ઓળખતી નહોતી, પરંતુ પાછળથી જાણવા પામી હતી કે, એનું નામ હાડો ચન્દ છે, અને તે કુલસમ

અજુવાળીનો ભાઈ થાય છે.

એ હાડો ચન્ડે મારી પાસે આવીને મને કહ્યું, "તું ગાયો ચારી ચારીને આટલું બધું દુઃખ પામે છે શા સારૂ ? જો તું મારી સાથે નજીકના પેલા ગામમાં આવે, તો ત્યાં આગળ તારે કોઇ પણ પ્રકારનો પ- રિશ્રમ કરવો પડશે નહિ, તે છતાં ત્યાંથી તને પેટ ભરીને સારૂં ઉંચી જાતનું ખાવનું અને પહેરવાને સારાં સારાં કપડાં લત્તાં મળશે. અહિં આગળ રહીને મિથ્યા દુઃખ ભોગવે છે શા સારૂં? મારી સાથે ચાલ."

તેનું આવું કહેવું સાંભળીને મેં તેને કહ્યું, "હું મારાં માબાપને પૂછી જોયા વિના, સારૂં સારૂં ખા- વાના અને સારાં સરાં કપડાંના લોભથી તમારી સાથે આવી શકું નહિ." મારો આવો ઉત્તર સાંભળીને એ હાડોએ પછી બીજી કંઇ પણ વાત મને ના કહી. પરંતુ એકાએક તેણે મારી અડોઅડ આવી જઇને મારા હાથ પકડી લીધા, અને પાછળથી હું વખતે બૂમો પાડું એમ ધારીને, તેની પાસેની ચાદરવતી મારૂં મ્હો જકડીને બાંધી લીધું, તથા મને તેની કેડ- પર તેડી લઇને, દોટ કાઢતો કાઢતો ત્યાંથી નાશી નાકળ્યો. એ ઠેકાણેથી તેનું ઘર બહુ દૂર નહોતું; આશરે એક કોસથી વધારે છેટે નહિં હોય એમ લા-

ગે છે. તેથી તે એવી રીતે મને ઊંચકી જઈને સીધો તેના ઘરમાં જઈ ભરાયો.

એ પ્રમાણે મને ઉઠાવી જતી વેળાએ રસ્તામાં બે એક માણસોની સાથે ભેટો થયો હતો; તે માણસોએ તેને પૂછ્યું હતું કે આવી રીતે બાંધા રૂંધીને તું આ કોને લેઈ જાય છે? તેના ઉત્તરમાં તેણે એમ કહ્યું કે, " આ મારી બેનની છોકરી છે. કાંઈ વાંક પડયાથી એની માએ એને જરા મારી હતી. પરંતુ એ છોડી એવી અભિમાની છે કે, એવા સહેજ સાજ કારણને સારૂ પણ એને અતિશય આંટો આવી જાય છે, અને ઘરમાંથી જતી રહે છે. આજ એ પ્રમાણે નાશી ગઈ હતી, તે બહુ બહુ શોધ ખોળ કર્યા પછી અત્યારે હાથમાં આવી છે, તેટલા માટે આવી અવસ્થા કરીને એને ઘેર લેઈ જવી પડે છે."

એ પ્રમાણે તેણે મને તેના પોતાના ઘરમાં લઈ જઈને આખી રાત એક ઓરડાની અંદર પૂરી રાખી. એવી બંધીવાનની અવસ્થામાં તે રાત મહા મહા દુઃખે કષ્ટે મેં કાઢી હતી પછી બીજે દિવસે મોટે પરોઢિએ ઉઠીને તે હાડોએ મને તેના ઓરડાની અંદરથી બહાર કાઢી, અને મને સાથે લઈને ઘરમાંથી નીકળી પડીને માર્ગે લાગ્યો. રસ્તામાં જતાં તેના ઓળખાણના ઘણા

માણુસોની સાથે મેળાપ થયો, તેમાંના જેણે જેણે મારી વાત તેને પૂછી, તે સર્વને તેણે એવોજ ઉત્તર આપ્યો કે, "એ મારી બેનની છોકરી છે; એની માની સાથે કજીઓ કરીને ઘરમાંથી જતી રહે છે, અને રઝળતી રઝળતી આખરે અમારે ઘેર આવે છે. તેટલા માટે હું એને લેઇને, એની માની પાસે પહોંચાડી આવવા જાઉંછું." તે વેળાએ મેં જોયું કે, તેનું એવું કહેવું સર્વે જણે ખરૂં માન્યું, અને મારા કહેવા પર જરાએ લક્ષ નહિ આપતાં, તેઓ ત્યાંથી પોત પોતાને માર્ગે ચાલ્યા ગયા.

એ પ્રમાણે અખંડ ચાલ ચાલ કરતાં, લગભગ સંધ્યાકાળ થવાની વેળાએ અમે એક ઠેકાણે જઈ પહોંચ્યાં. ત્યાં જઇને મેં જોયું તો, બીજો પણ એક માણુસ એક બીજી છોકરીને લેઇને તે ઠેકાણે બેઠેલો છે. એ માણુસનું નામ તો હાલમાં મને યાદ નથી, પરંતુ તેની સાથેની છોકરીનું નામ આહ્‌લાદી હતું. પછી તે ઠેકાણે અમે સર્વેએ એકઠાં મળીને તે દિવસની રાત ત્યાં આગળજ ગાળી. અને બીજે દિવસે સવારના પહોરમાં ત્યાંથી પાછું અમે ચાલવા માંડયું. એવી રીતે લાગલાગટ ત્રણ દિવસ સુધી ચાલ ચાલ કર્યા પછી, અમે એક નદીને કાંઠે જઇ પહોંચ્યાં. અ-

ને ત્યાં આગળથી વહાણમાં બેશીને કલકત્તામાં આ-
વી કુલસમ અફુાવાળીને ઘેર ગયાં. એ કુલસમને ત્યાં
અમે બધાં માત્ર એકજ દિવસ રહ્યાં હતાં. બીજે
દિવસે સવારમાં હાડો અને પેલો બીજો માણસ એ
બે જણા કુલસમની પાસેથી એક સો રૂપિઆ લેઇને
ત્યાંથી ચાલ્યા ગયા. અને સાંજને વખતે મહેબુબન
નામની એક અફુાવાળી ત્યાં આવી, એક સો રૂપિઆ
કુલસમને આપીને માત્ર મને એકલીને લઇને તેને
ઘેર ચાલી ગઇ. આહ્લાદી તો કુલસમને ઘેરજ રહી.
ત્યાર પછી તેની કેવી દશા થઇ છે તે કાંઇ મારા
જાણવામાં નથી તેમ ત્યારથી આજ સુધીમાં હું ફ-
રીથી તેને જોવા પણ પામી નથી. હું કાંઇ છેક બાળક
નથી; મારી ઉમ્મર લગભગ તેર વરસની થઇ છે તેથી
મારા હવે પછીના જીવતરની અવસ્થા કેવી થશે, તે
થોડું થોડું મારા સમજ્યામાં આવી શકયાથી, કશી ગ-
રબડ કર્યા વિના એ મેહેબુબનના ઘરમાં રહેવા લાગી.

---

## પ્રકરણ ૨ જું.

એ મેહેબુબનને ઘેર જઇને હું રહી, તે પછી તેણે
મને કહ્યું કે, હું પણ હિંદવાણી છું; તેથી મેં તેનું

કહે; ખરૂં માનીને તેનું પાણી પીધું, અને વખત
થયે તેને ત્યાં ખાધું પણ ખરૂં. આગલે દિવસે જ્યારે
હું કુલસમને ઘેર હતી, ત્યારે તેનું મુસલમાનનું અન્ન
મારે ખાવું પડયું નહોતું, અથવા મેં તેણે આપેલું
પાણી પણ પીધું નહોતું. હાંડે ચન્ડે અને તેની સા-
થેના પેલા રસ્તામાંથી ભેગા થયેલા માણસે તે કુલસ-
મના ઘરમાં એક જુદા ઓરડાની અંદર તેમને સારૂ
રસોઈ કરી હતી, અને તેમણે પ્રથમની પેઠેજ તે દિ-
વસે પણ મને તેમની રસોઇમાંથી ખાવાનું આપ્યું હતું.

મેહેમુબનના ઘરમાં હું ખાઇ પીને પરવારી ગઇ
તે પછી તેણે મને તેની પાસે બોલાવી અને કહ્યું,
“મેં તને હું હિંદુ છું એમ કહીને મારા હાથનું અન્ન
પાણી ખવડાવ્યું પીવડાવ્યું છે. પરંતુ અત્યારે તને ક-
હું છું કે, હાલમાં હવે હું હિંદવાણી રહી નથી, પણ
મુસલમાની થઇ ગયેલી છું. તેં મને હિંદુ સમજીને
એવી રીતે મુસલમાનીના હાથનું ખાધું છે, તેથી તારૂં
હિંદુપણું જતું રહ્યું છે. હવે તો તું મુસલમાની
થઇ, અને તારી ન્યાત જાતમાંથી નીકળી ગઇ.”

મેહેમુબનની આવી વાત સાંભળીને હું એકેવારે
ચોતરફ ઘોર અંધકાર દેખવા લાગી–જાણે આંધળી
ભીંતજ બની ગઇ. પરંતુ પછી જ્યારે મારા સમજ-

વામાં આવ્યું કે થઈ વસ્તુને મીથ્યા કરવા હવે મારી કાંઈ શક્તિ નથી, ત્યારે હવે શું કરૂં? અંતરનું આ ભયાનક દુઃખ અંતરમાંજ સમાવી દેવા ચેષ્ટા કરવા લાગી, પરંતુ હું તેમ કરી શકી નહિં. દુઃખથી નયનોમાંથી ખળખળ જળધારા વહેવા લાગી. થોડીવાર સ્થિરતાથી એ સ્થાને બેસી રહ્યા બાદ આખરે મેં મહેબુબને કહ્યું.

"આ પ્રકારે મારી કાયા ભ્રષ્ટ કરી મારો સર્વ નાશ સાધનં કરવાનો આપનો શો ઉદ્દેશ? મેં તમારો એવો શો અપરાધ કર્યો હતો કે આપે મને તેના બદલામાં આવી ભયંકર શીક્ષા કરી છે."

મારૂં બોલવું સાંભળી મહેબુબન કાંઇ બોલી નહિં, માત્ર તેણે સ્મીત હાસ્ય કર્યું. તેના હાસ્યનો કેવો ભયાનક અર્થ છે તેનો પણ મને ભાસ થયો. હું પણ હવે તેને કાંઇ પણ ન કહેતાં તે જગ્યાએથી ઉભી થઈ, અને તે ઘરની બહાર નિકળી જે દિશાયે નશીબ ખેંચી જાય તે દિશામાં જવા માટે દ્વાર તરફ જવા લાગી. પરંતુ તે દ્વાર આગળ પહોંચતાં મને જણાયું કે મારી ઇચ્છાનુસાર કાર્ય થઈ શકવું અશકય હતું, કારણ મુખ્ય દરવાજાને અંદરથી તાળુ મારી બંધ કરવામાં આવ્યો હતો.

મારી આ સ્થિતિ જોઈ મહેબુબને કહ્યું "નાસી જવાનો વિચાર કરે છે તો કર! તને ખબર નથી કે મહેબુબનના મકાનમાંથી છટકવું એ સહજ નથી." મહેબુબના શબ્દો સાંભળી ક્રોધથી મારૂં શરીર ઉલટું વધારે બળવા લાગ્યું, અને નયનોમાંથી અશ્રુધારા નિકળવા લાગી. મારી આ દશા જોઈ મહેબુબને પુનઃ હાસ્ય કર્યું અને કહ્યું "માત્ર મારૂં અનાજ ખાવાથી ત્હારી આ દુર્દશા અટકશે નહિં. હજુ તો ત્હારી શું દશા થવાની છે તે હું કહી શકતી નથી. જો ત્હારે દુઃખી થવાની ઇચ્છા ન હોય, તો હું જે કરવા કહું તેનો અકપટ ચિત્તે સ્વીકાર કર. બસ! પછી ત્હારે કાંઈ પણ કષ્ટ ભોગવવું નહિં પડે. નહિં તો મારા હાથે ત્હારી શી દશા થશે તે તું સમય આવે જાણીશ."

મહેબુબનના બોલવાનો કાંઈ પ્રતિઉત્તર ન આપતાં હું માત્ર મૌનધારી તે સ્થળે બેશી રહી.

આ પ્રમાણે બે ચાર દિવસ વહી ગયા. નાઈલાજે હું તે મુસલમાનોનો અપવિત્ર ખોરાક લેવા લાગી. મનમાં વિચાર કર્યો કે, યવનોના હાથનો અભક્ષ્ય પદાર્થ ખાવાથી હું જાતીથી પતિત થઇશ તે નિર્વિવાદ છે, પરંતુ પુનઃ સમય પ્રાપ્ત થતાં તેનું પ્રાયશ્ચિત કરીશ. મહેબુબને કૌશલ્ય વાપરી મને જાતિભ્રષ્ટ કરી

છે કિન્તુ કોટી ઉપાયે હું ધર્મથી ભ્રષ્ટ થઇશ નહિં.

આવી દશામાં વળી દશ બાર દિવસ વિત્યા, ધીમે ધીમે મેહેરૂબન મારા પ્રત્યે પ્રેમ બતાવવા લાગી. હરેક પ્રકારે મારૂં જતન પોતાની કન્યા કરતાં પણ વધારે કરવા લાગી. રાક્ષસી! આવી રીતે પ્રપંચજાળ પાથરી મારા સર્વનાશનું સાધન કરશે તેવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. એક દિવસે તેણે મહાપ્રયત્ને મારા ઓરડાની અંદર એક અપરિચીત પુરૂષ દાખલ કર્યો. તે મારી નજીક આવીને બેઠો અને તેની દુષ્ટ વાસના તૃપ્ત કરવા મને સમજાવવા લાગ્યો. ક્રોધથી મારૂં શરીર નખશીખ સળગવા લાગ્યું. ઘરની બ્હાર નિકળવા હું ચેષ્ટા કરવા લાગી. પરંતુ જોયું જે બારણાં બાહારથી વાસેલાં હતાં. એ સમયે તે અપરિચીત વ્યક્તિએ બળપુર્વક મારો હાથ પકડ્યો. મેં પણ મારૂં બળ વાપરી તેના હાથને છટકાવી દીધો, પુનઃ તેણે મારો હાથ પકડયો, આ પ્રસંગે મને મારા નખ-અને દાંતની સહાયતા લેવાની ફરજ પડી. તેના શરીરપર મારાં બચકાં અને ન્હોરના ચિન્હો સ્પષ્ટ ઉઠી નિકળ્યા, અને કોઇ કોઇ ઠેકાણેથી લોહિ નિકળવા લાગ્યું. આ અવસ્થામાં તે બારણાં ઉઘાડવાને માટે પોકારી ઉઠયો. બહારથી

બારણાં ઉઘાડી નાંખવામાં આવ્યાં, તે મારા ઓર-ડામાંથી જતો રહ્યો, અને મારો આત્મા પણ સ્વસ્થ થયો. પ્રસ્તુત વ્યક્તિની આવી અવસ્થા થયેલી જોઇ મહેબુબને મારા ઉપર ક્રોધ દર્શાવ્યો, પરંતુ મારફાડ કરી ચૌદમા રત્નની પ્રસાદી મને આપવામાં આવી નહોતી. આ બનાવને વળી ત્રણ દિવસ વ્યતિત થયા. એક દિવસ રાત્રીના સમયે ભોજન કરી હું બીછાનામાં સુતી અને નિંદ્રાધીન થઈ, અને તે રાત્રીયે મારા પર ભયંકર વિપત ઘટના વીતી અને મારી નિંદ્રાનો ભંગ થયો.

મને જણાયું જે હું ચતાપાટ બીછાનામાં પડેલી છું અને બળીષ્ટ કાયાવાળા ચાર યુવાન પુરૂષોએ ખુબ બળપુર્વક મારા હાથ, પગ અને માથું પકડી રાખ્યાં છે. મેં મારા શરીરને તેમના બંધનમાંથી મુક્ત કરવા ઘણાએ ધમપછાડા કર્યા કિન્તુ મારા પ્રયત્નમાં વિજય તો ક્યાંથી મળે પરંતુ મારૂં શરીર પણ હું હલાવી શકી નહિં. ત્યાર બાદ મારા નશીબમાં જે નિર્માણ થયું હતું તે બન્યું, તે વિષે હવે હું શું બોલું ? દિર્ધકાળને માટે મહેબુબને મને મહાપાતકી કરી, દીર્ધકાળને માટે હું પાપ સમુદ્રમાં ડુબી ગઇ !!